ત્યારે સમુદ્રના અધિષ્ઠાયક દેવે પ્રભુની અદ્-ભૂત ભક્તિ કરી હતી. આ સ્થળ ચંદ્રપ્રભુના પવિત્ર ચરણ ન્યાસથી વધારે પ્રસિદ્ધિને પામેલુ છે, પ્રથમ અહીં ધરણેન્દ્રે ચંદ્રપ્રભુનો મહા નિર્મળ પ્રાસાદ કરાવ્યો હતો, તેમ જ સીતા ( રામપત્ની ) એ પણ નવીન પ્રાસાદ કરાવી તેમાં ચંદ્રપ્રભુને સ્થાપિત કર્યા હતા.



## અજારાપાર્શ્વનાથ ( અજયપુર મંડન )



'રત્નસાગર' નામે એક મહાન શ્રેષ્ઠિ વિ-વિધ કિરિયાણાથી વહાણ ભરીને જતો હતો, ત્યાં એકાએક ભારે તોફાન લાગ્યું. પ્રાણ પણ બચવાં મુશ્કેલ જણાયાં. તેવામાં તેણે આકા-શવાણી સાંભળી, કે " હે ભદ્ર ! તું મુઝાઇશ નહીં. આ બધું મેં કર્યું છે. હું પદ્માવતી છું. આ સમુદ્રમાં કલ્પવૃક્ષના સંપુટમાં રહેલી ભા વી ભગવાન શ્રીપાર્શ્વનાથજીની મૂર્તિ છે. તે પ્રભાવિક પ્રતિમાને ધરણેંદ્રાદિકે ઘણા વખત

પૂજેલી છે, હમણા અજયરાજાના પુન્યથી તે પ્રતિમા અહીં આવેલી છે. તેને સમુદ્રમાંથી બહાર કાઢીને અજય રાજા ( જે રઘુપુત્ર હમણાં દિગવિજય કરીને દીવબંદરમાં આવી રહેલો છે તે ) ને અર્પણ કરજે. તે પ્રભાવિક પ્રભુ પ્રતિમાના દર્શન કરતાંજ તેના ૧૦૭ રોગ તત્કાળ નાશ પામી જશે." આ પ્રમાણે આકાશવાણી સાંભળીને તેણે તત્કાળ નાવિકોને સમુદ્રમાં ઉતારી તે ઉત્તમ પ્રતિમા કઢાવી લીધી. એટલે સઘળુ તોફાન શાંત થઈ ગયું અને વહાણ અનુકુળ પવને દીવ બંદરે આવી પહોંચ્યું. રાજાને તત્કાળ કોઇએ જઈ વધામણી આપી એટલે તે અશ્વારૂઢ થઇને સામો આવ્યો. પ્રતિમા યુક્ત સંપુટને કિનારે ઉતાર્યો. મોટા આડંબરથી તેને નગર પ્રવેશ કરાવી, રાજાએ રમણિક સિંહાસન ઉપર સ્થાપિત કરી તેને આદર સહિત પૂજા કરી ઉઘાડયો, તો તેમાં શ્રીપાર્શ્વનાથ સ્વામીની અદ્દભુત પ્રતિમા જોવામાં આવી. જોતાં વેંતજ હર્ષભેર રાજાએ

પ્રભુને પંચાંગ પ્રણામ કર્યો. એટલે આનંદ અમૃત શરીરમાં સંચરતાં તેનો રોગ તત્કાળ દૂર થઈ ગયો. પછી રાજા રત્નસાગરની સાથે ભક્તિથી પ્રભુની પૂજા કરી સુખે રાજ્ય ભોગવવા લાગ્યો. પછી અજય નામનું નવું નગર વસાવી તેમાં પાર્શ્વનાથનો એક ઉત્તમ પ્રાસાદ કરાવી પ્રભુને બિરાજમાન કર્યા અને પોતે ત્યાં જઈ ત્રિકાળ પૂજા કરવા લાગ્યો. તેમ જ તેના કાયમ નિર્વાહાર્થે તેણે દશ ગામ સહિત તે નગર અર્પણ કર્યું. તે પવિત્ર બિંબ અત્યારે અજારા પાર્શ્વનાથના નામથી ઓળખાયછે એ અતિ પ્રાચીન પ્રભુપ્રતિમાના દર્શનનો અદ્‌ભુત લાભ લેવા ઇચ્છનાર ધારે તો થોડા પ્રયાસે લઇ શકે એમ છે. આ પવિત્ર અને પુરાતન તીર્થ સ્થળની પાસે ઉન્નતપુર ( ઉના ) અને દીવ બંદરમાં પણ દર્શન કરવા લાયક જુનાં જિન બિંબો છે. તે સ્થળે સુપ્રસિદ્ધ આચાર્ય શ્રી હીરસૂરિજી પધારેલા છે. તેમનો સ્વર્ગવાસ પણ ઉનામાં થયેલો હોવાથી ત્યાં બગીચામાં

તેમનો સ્તૂભ પણ બનેલો છે. વિશાળ બગીચો જિન મંદિરોના નિર્વાહાર્થે બાદશાહ તરફથી ઇનામ મળેલો ગણાય છે. તે સ્તૂભ પણ દર્શનીય છે. ભવ્યાત્માઓએ પ્રસંગોપાત જણાવેલી ઉપરની સઘળી હકીકત લક્ષમાં રાખી આવાં પવિત્ર તીર્થ સ્થળને ભેટી જેમ સ્વપર હિતમાં અભિવૃદ્ધિ થાય તેમ પ્રવર્તી સ્વમાનવ ભવની સફળતા કરી લેવી ઉચિત છે.

---

## અર્બુદાચળ (આબુગઢ) ઉપર શ્રી આદિનાથ તથા નેમિનાથ ભગવાન.



શ્રી આબૂ ( દેલવાડા ) ગઢ ઉપર વિમળશા મંત્રીશ્વરે તથા વસ્તુપાળે અને તેજપાળે ક્રોડા ગમે દ્રવ્યનો વ્યય કરીને ભવ્ય દેરાસરો બંધાવ્યાં છે. તેમાં એવા પ્રકારની ઉત્તમ કોરણી કરવામાં આવેલીછે કે દુનીયામાં અત્યારે કોઇ પણ તેની હોડ કરી શકે તેમ નથી. પા-

શ્ચિમાત્ય લોકો (યુરોપીઅનો) પણ એકે અવાજે તેની તારીફ કરે છે. ઉક્ત સ્થળ દ્રવ્યથી અને ભાવથી પણ નિવૃત્તિજનક છે.

## તારંગા ( તારણાગિરિ ) ઉપર શ્રી અજિતનાથ સ્વામી.

આ ગિરિ ઉપર શ્રી કુમારપાળ ભૂપાળનો બનાવેલો અતિ ઉત્તુંગ અને અદ્ભુત પ્રાસાદ છે તેમાં એવા પ્રકારનું કાષ્ટ વાપરવામાં આવેલું કહેવાય છે કે તે અગ્નિ સંયોગે બળવાને બદલે તેમાંથી પાણી છુટે છે. તેમાં શ્રી અજિતનાથ પ્રભુની અતિ મનોહર શાંત મુદ્રા બિરાજે છે. આ ઉત્તમ પ્રાસાદની આસપાસ ચોમેર ઘણા ઊંચા અને મહિમાવાળા પહાડો છે તેમાં એક સ્થળે કોટિ શિલા છે, જ્યાં એક ક્રોડ મુનિવરોએ અનશન આરાધેલું કહેવાય છે. યાત્રાળુઓને ઉતરવા વિગેરેની સોઇ અહીં બહુ સારી છે.

## અણુહિલપૂર પાટણમાં બિરાજમાન.

## શ્રી પંચાસરા પાર્શ્વનાથ પ્રમુખ



શીલગુણસૂરિ પાસે કેળવાયેલા વનરાજ ચાવડાની રાજધાનીનું શહેર પંચાસર હતું. તેમાં જિનપ્રાસાદ બંધાવી બિરાજમાન કરેલા પાર્શ્વનાથ ભગવાન પંચાસરા કહેવાય છે. કાળ દોષથી પંચાસર હાલ પડી ભાંગ્યું છે. અને પંચાસરાજીને કુમારપાળ રાજાના પાયતખ્ય શહેર પાટણમાં બિરાજમાન કરવામાં આવ્યા છે. ત્યાં સાથે વનરાજની પણ મૂર્તિ છે. એ ઉપરાંત સકૂળ કલ્યાણક ભૂમિઓ તથા ગત ચોવિશીમાં થયેલા દામોદર નામના તીર્થંકર ભગવાનના સમયમાં અષાઢી શ્રાવકે ભરાવેલી શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્વામીની અતિ અદ્‌ભૂત પ્રતિમા તથા પ્રતિવાસુદેવ રાવણના વખતમાં ભરાવેલી અંતરિક્ષ પાર્શ્વ-

નાથ સ્વામીની પ્રતિમા તથા જેના સ્નાત્રાભિષક જળથી શ્રીપાળ પ્રમુખનો કોઢ રોગ નષ્ટ થયો હતો, તે શ્રી ઋષભદેવ (કેશરીયાજી) તથા ખંભાત શહેરનાં શ્રી પાર્શ્વનાથ પ્રમુખની પ્રાચીન અને પ્રભાવિક પ્રતિમાઓ પ્રેમ સહિત વંદન પૂજન કરવા લાયક છે.



# સાત પ્રકારની શુદ્ધિ સાચવવાની રૂઢ.



અંગ વસન મન ભૂમિકા, પૂજોપગરણ સાર;
ન્યાય દ્રવ્ય વિધિ શુદ્ધતા, શુદ્ધિ સાત પ્રકાર.

૧ અંગ શુદ્ધિ, ૨ વસ્ત્ર શુદ્ધિ, ૩ ચિત્ત શુદ્ધિ, ૪ ભૂમિકાશુદ્ધિ, ૫ પૂજા ઉપગરણ શુદ્ધિ, ૬ દ્રવ્યશુદ્ધિ અને ૭ વિધિ વિધાન શુદ્ધિ; એ સાત પ્રકારની શુદ્ધિ આત્માર્થી જનોએ પવિત્ર યાત્રા પ્રસંગે પણ અવશ્ય આચરવા યોગ્ય છે. કહ્યું છે કે "સાતે શુદ્ધિ સમાચરી, કરીયે નિત્ય પ્રણામ" મતલબ કે ઉક્ત સાતે શુદ્ધિનું યથાયોગ્ય સેવન કરીનેજ શ્રી તીર્થરાજને પ્રતિદિન પ્રણામ કરવો ઘટે છે.

પ્રથમ અંગશુદ્ધિ-સંસારિક કાર્યમાં રચ્યા પચ્યા રહેનાર મલીનારંભી ગૃહસ્થ જનોએ પરમપૂજ્ય શ્રીતીર્થપતિની પૂજા સેવામાં પ્રવર્તતાં દેહ શુદ્ધિ વિવેક પુર્વક કરવી યુક્ત છે. શ્રીમાન્ હરિભદ્ર સુરિવરે અષ્ટકમાં કહ્યું-જ છે કે "પ્રાય: જળ શિવાયના જીવોની વિરાધના ન થાય તેમ જયણા સહિત દેવાધિદેવ તીર્થંકર ભગવાનની તેમજ નિસ્પૃહી મુનિજનોની સેવા ભક્તિ કરવા નિમિતે ગૃહસ્થ જનોને દ્રવ્ય સ્નાન કરવાની અનુમતિ છે. અને તેમ કરતાં :ગૃહસ્થ જનોનો ઉદ્દેશ ઉચ્ચ હોવાથી તે તેમને પાપબંધભણી નહિં; પરંતુ પુણ્યનીપુષ્ટિ નિમિત્તે થાય છે. સામાન્ય રીતે તો શાસ્ત્રમાં કંઈક ઉષ્ણ જળવડેજ શરીર શુદ્ધિ કરવા સુચવ્યું છે. પરંતુ તીર્થજળ પ્રસ્તાવે ઉષ્ણ જળનોજ આગ્રહ ઘટતો નથી; સ્વભાવિક તીર્થજળનાં રજકણોનોજ વિશેષ મહિમા ઠેકાણે ઠેકાણે શાસ્ત્રમાં તેમજ લોકમાં પણ પ્રસિદ્ધ છે. તેવાં પ્રભાવિક તીર્થ

જળોને તપાવી-ઉષ્ણ કરી કે કરાવીને તે વડે સ્નાન કરવાની રૂઢિ સુખશીલપણાનેજ પુષ્ટિ આપનારી જણાય છે; તે બાબત પુરતો વિચાર કરી હિતકર માર્ગજ આદરવો યુક્ત છે. પવિત્ર જળથી દેહ શુદ્ધિ થયા બાદ ભીંજેલા મલીન વસ્ત્રથી શરીરને લુંછવાથી પુનઃ અંગ અશુદ્ધ થઇ જાય છે. માટે તેવે પ્રસંગે અલાયદા શુદ્ધ વસ્ત્રનોજ ઉપયોગ કરવો ઘટિત છે. બનતાં સુધી સ્નાન કરતી વખત પહેરવાનું વસ્ત્ર પણ મેલું-દુર્ગંધીવાળું નહિ વાપરતાં તે પણ અલાયદુંજ રાખવું જોઇએ. એમ કરવાથી શરીરનું આરોગ્ય પણ સચવાઇ શકે છે. તેવે પ્રસંગે નાહક અન્ય એકેન્દ્રિય પ્રમુખ જીવોની વિરાધના થવા ન પામે તેવી સાવચેતી રાખવાની પણ જરૂરીયાત છે. જળને સારી રીતે ગાળ્યા બાદજ વપરાશમાં લેવાથી તેમજ શુષ્ક અને નિર્જીવ સ્થળે યથાયોગ્ય સંશોધન કરીને સ્નાન કરવાથી તેવી જીવયતના સુખે પળી શકે છે. પ્રભુઆજ્ઞા-

માંજ ધર્મ રહેલો હોવાથી અને આજ્ઞા વિ-
રૂદ્ધ કરેલો કે કરવામાં આવતી ધર્મ કરણી
નિષ્ફળપ્રાય. થતી હોવાથી સદ્‌ગૃહસ્થોએ
જીવ જયણા માટે અવશ્ય કાળજી રાખવી
ઘટે છે. અને એ રીતે વર્તતાં અનુક્રમે આત્મ-
કલ્યાણ સાધી શકાય છે તેથી વિવેક સહ શ-
રીરશુદ્ધિ કરવી ઘટે છે. વળી વાયુપ્રકોપ,
વિશુચિકા ( અજીર્ણ ) પ્રમુખ રોગ પેદા ન
થાય અને શરીર સમધાત બન્યું રહે તેવો
શુદ્ધ સાત્વિક ખોરાક મિતસર લેવાથીજ સ્વ.
ધર્મ-કર્મ સુખે સાધી શકાય છે અને એથી
ઉલટા ચાલવાથી શરિરની અસ્વસ્થતા થઇ
જતાં ધર્મ કરણી કરવામાં અંતરાય પડે છે
અને વખતે દેવ ગુરૂની કે તીર્થની સેવાભ-
ક્તિ કરવા જતાં આશાતના લાગવાનો પણ
પ્રસંગ આવી પડે છે, તે માટે જેમ શરીર
શુદ્ધિ સારી રીતે જળવાઇ રહે તેમ વખતો
વખત ખાનપાનાદિક પ્રસંગે પણ બહુજ
કાળજી રાખવાની જરૂર છે. એમ કરવાથી

સ્વહિત સાધનમાં અધિક સરલતા થઇ શ-
કશે. વળી શરીર શુદ્ધિ સાથે વસ્ત્ર સંબંધી
શુદ્ધિ રાખવાની પણ બહુ જરૂર છે.

બીજી વસ્ત્ર શુદ્ધિ–ઉત્તમ દેવ ગુરૂનું પૂજન–
અર્ચન કરવા પ્રસંગે તેમજ પવિત્ર તીર્થ-
રાજની સેવા ભક્તિના પ્રસગે પણ અંગ
શુદ્ધિની પેરે વસ્ત્ર શુદ્ધિની તેટલીજ જરૂર
છે. તેવા ઉત્તમ પ્રસંગે પહેરવા ઓઢવાનાં
વસ્ત્ર મેલાં કે ફાટેલાં તૂટેલાં નહિં રાખતાં તે
સારાં સાફ કરેલાં અખંડજ રાખવાં જોઇએ
અને તે પણ દેવ પૂજામાં છાજે એવાં સ્વ
શક્તિના પ્રમાણમાં ઉમદાંરાખવાં જોઇએ.

એક શાટક ઉત્તરાસંગ–દેવ ગુરૂને વંદન
કરવા જતાં સાંધાસુધી કર્યા વગરનું સળંગ
અખંડ ઉત્તરાસંગ રાખવાનું ગૃહસ્થ–શ્રાવકને
કહેલું છે તેમ અન્ય ઉચિત વસ્ત્ર આશ્રીપણ
સ્વતઃ સમજી લેવાનું છે. જેમ શરીર શુદ્ધિથી
ચિત્તની પ્રસન્નતા બની રહે છે. તેમ વસ્ત્ર
શુદ્ધિથી પણ મન ઉપર સારી અસર થઈ

શકે છે; તેથી તેવી બાબતમાં કેવળ ઉપેક્ષા કે ખોટી કરકસર નહિં કરતાં પોત પોતાના ગજા પ્રમાણે તેવા ઉત્તમ પ્રસંગે તો જરૂર વસ્ત્ર શુદ્ધિ માટે યોગ્ય કાળજી રાખવી ઉચિતજ છે. જેઓ સાધન સંપન્ન હોય, સારી સ્થિતિમાં હોય તેમણે તો સંસારિક કાર્યમાં વપરાતાં વસ્ત્રો ઉપરાંત જુદાં જુદાં ધાર્મિક કાર્યો માટે ખાસ કરીને સારાં શુદ્ધ વસ્ત્રો અલાયદાંજ રાખી મમતારહિત તેનો યથાયોગ્ય ઉપયોગ કરવોજ જોઇએ. જેઓ વસ્ત્ર શુદ્ધિના નિયમનો ભંગ કરી જેવાં તેવાં મલીન વસ્ત્રો વડેજ સર્વ વ્યવહાર ચલાવે છે તેમને તેમની ગંભીર ભૂલને લીધે શરીરાદિકના આરોગ્ય માટે પણ વધારે સહન કરવું પડે છે. એમ વિચારી શાણા માણસો વસ્ત્રશુદ્ધિ માટે ખાસ કરીને વધારે કાળજી રાખે છે,

ત્રીજી ચિત્ત શુદ્ધિ—પ્રબળ રાગ દ્વેષ રૂપ કષાય, મિથ્યાત્વ અને અજ્ઞાનતા રૂપ મળને દૂર કરી દેવાથી ચિત્ત શુદ્ધિ થઇ શકે છે. અથવા

ભય, દ્વેષ અને ખેદરૂપ દોષને દુર કરવાથી પણ ચિત્ત શુદ્ધિ થઇ શકે છે. પરિણામની ચંચળતા એજ ભય, સદ્‌ગુણ કે સદ્‌ગુણ-વાળી વસ્તુ ઉપર અરૂચિ આવવી તે દ્વેષ અને કલ્યાણકારી ક્રિયા કરતાં થાકી જઇએ તે ખેદ; મતલબ કે જે જે અંતર વિકારોવડે ચિત્ત શુદ્ધિ થતી અટકે છે, તે તે વિકારોને વિવેક વડે સમજી દૂર કરવાથી ચિત્ત શુદ્ધિ સહેજે સંપજે છે. રાગ દ્વેષ અને મોહ પ્રમુખ મહાવિકારોથી સર્વથા મુક્ત થયેલા વીતરાગ પરમાત્માએ બતાવેલાં સઘળાં આત્મસાધનનો મૂળ હેતુ અંતર શુદ્ધિ કરવાનોજ છે. તે વાત સહુ કોઇ આત્માર્થી ભાઇ બ્હેનોએ ખાસ કરીને લક્ષમાં રાખવા યોગ્ય છે. જો એ મુદ્દાની વાત લક્ષમાં; રાખી ગમે તે આત્મસાધનના માર્ગમાં યથાશક્તિ પ્રવર્તાય તો તેથી અજ્ઞાન, મિથ્યાત્વ, કષાય પ્રમુખ અંતર વિકારો ઉપશમ્યા વગર રહેતા નથી. પરંતુ ઉપર જણાવેલી પ્રભુઆજ્ઞા તરફ

દુર્લક્ષ રાખી, જો આપમતિથી કે ગતાનુગતિકતાથી ક્રિયા કરવામાં આવે તો તેવી અજ્ઞાન ક્રિયાથી રાગ દ્વેષાદિક અંતર વિકારો દુર થવાને બદલે ઉલટા વધવાનોજ સંભવ વધારે રહે છે. જેમ લાભનો અર્થી વ્યાપારી ગમે તે વ્યાપાર કરતાં પરિણામે પોતાને નુકશાન નહિં થતાં થોડો ઘણો પણ ચોખ્ખો લાભજ થાય તેવોજ વ્યાપાર કરે છે તેમ આત્માર્થી જનોએ પણ હરેક ધર્મ કરણી કરતાં પોતાના રાગ દ્વેષ મોહ મિથ્યાત્વાદિક અંતર વિકારો દુર થતા જાય અને ચિત્ત શુદ્ધિ પ્રમુખ ઉત્તમ લાભ મળતો જાય તેવીજ રીતે પ્રવર્તવું ઉચિત છે. કોઇ પ્રકારે વિકારની વૃદ્ધિ તો થવા ન જ પામે તેવી પૂરતી સંભાળ હરેક પ્રસંગે અવશ્ય રાખવી જોઇએ.

ચોથી ભૂમિકા શુદ્ધિ–બે પ્રકારની ભૂમિકા શુદ્ધિ કહેવાય છે. એક દ્રવ્ય ભૂમિકાશુદ્ધિ અને બીજી ભાવ ભૂમિકાશુદ્ધિ. દેવ ગુરૂને જુહારવા જતાં જયણા સહિત વિધિ પૂર્વક

ચૈત્યદ્વારમાં કે ઉપાશ્રયમાં પેસી દૂરથી પણ દેવ ગુરૂનું દર્શન થતાં જ અંજલિબદ્ધ નમન કરી પ્રદક્ષિણા દઇ નજરે પડતી આશાતના ટાળી દેવ ગુરૂ શન્મુખ અતિ નમ્રપણે આવી પંચાંગ પ્રણામ કરતી વખતે ઉત્તરાસંગ પ્રમુખ વડે યથાયોગ્ય ભૂમિ પ્રમાર્જન કરીનેજ ઇષ્ટ દેવ ગુરૂની પૂજા ભક્તિ કે સ્તુતિ કરવી ઉચિત છે. આ પ્રમાણે વિધિ સાચવવાનો હેતુ પોતાની ભાવ ભૂમિકા-હૃદયશુદ્ધિ કરવી એજ છે. પૂર્વોક્ત ભય, દ્વેષ અને ખેદ દોષને દૂર કરવાથીજ ભાવ ભૂમિકાની શુદ્ધિ થઇ શકે છે. જેમ જિન ચૈત્યાદિકનું નિર્માણ કરતાં ભૂમિકા શુદ્ધિ કરવા માટે ભૂમિમાં રહેલાં શલ્યાદિક દૂર કરી દેવામાં આવે છે, તેમ હૃદય ભૂમિમાં રહેલાં રાગ દ્વેષાદિક ( કષાય ) શલ્ય, મિથ્યાત્વ શલ્ય, તેમજ પૂર્વોક્ત ભયાદિક શલ્યો અવશ્ય દુર કરવાંજ જોઇએ. ત્યારેજ યથાર્થ અંતર શુદ્ધિ થયેલી ગણાય છે. જેમ શલ્ય રહિત શુદ્ધ ભૂમિકા ઉપર ચણા-

વેલા પ્રાસાદમાં સુખે નિવાસ કરી શકાય છે તેમ જેમાં અંતર શલ્ય દુર થયાં છે એવી હૃદય શુદ્ધિ થયે છતેજ સુજજનો સહજાનંદનો અનુભવ કરી શકે છે. ખરેખરૂં સુખ હૃદય શુદ્ધમાંજ છે. તેથી જેમ સત્વર હૃદય શુદ્ધિ થાય તેમ પવિત્ર લક્ષ સહિતજ હરેક પ્રસંગે આત્માર્થી જનોએ પ્રવર્તવાનું છે. ગાડરિયા પ્રવાહે પ્રવર્તવાથી કશું આત્મહિત સધાતું નથી. તેથી જેવી રીતે હૃદય શુદ્ધિ થવા પામે તેવા અંતર લક્ષ-ઉપયોગ સહિતજ સફળ ધર્મ કરણી કરવી હિતકર છે. બાકી લોક રંજનાર્થે કે અંધ પરંપરાએ વર્તવામાં કંઇ પણ સ્વ હિત સધાતું નથીજ.

પાંચમી પૂજા ઉપગરણ શુદ્ધિ–શ્રી તીર્થરાજને ભેટતી વખતે શુદ્ધ દેવગુરૂની સેવા ભક્તિના પ્રસંગે જે કંઈ ઉપગરણો–પૂજા સામગ્રીની જરૂર પડે, તે અતિ ઉદાર દીલથી સારી સંભાળપૂર્વક ઉત્તમ પ્રકારના મંગળિક દ્રવ્યો વડે નિપજાવેલ હોય તો ચિત્તની પ્રસ-

ત્રતા સાથે ભાવ ઉલ્લાસની વૃદ્ધિ નિમિત્તે બને છે. પુર્વ મહા પુરૂષોએ પ્રભુ ભક્તિ પ્રસંગે જે મર્યાદા અંકિત કરેલી છે તેને અનુસરી યથાશકિત પ્રમાદ રહિત આપણે પણ આત્મ કલ્યાણાર્થે લાભ લેવો ઉચિત છે.

સ્વસ્વ શક્તિ—સાધન પ્રમાણે અનેક પ્રકારે પ્રભુ પુજા થઇ શકે છે, તેમાં અષ્ટ પ્રકારી પૂજા પ્રતિદિન લક્ષ પુર્વક કરવા દરેક શ્રદ્ધાળુ ભાઇ બ્હેનોએ ઉજમાળ રહેવું જોઇએ.

અષ્ટ પ્રકારી પૂજા જેમ જેમ અંતર લક્ષ સહિત કરવામાં આવે તેમ તેમ અધિક આત્મહિત રૂપ હોવાથી તે બાબત અત્ર પ્રસંગોપાત સંક્ષેપથી બ્યાન કરીએ છીએ.

૧ જળપુજા—શુદ્ધ કરેલાં પવિત્ર કુંભાદિકમાં જયણા સહિત ગાળીને આણેલાં તીર્થજળાદિકવડે પ્રભુને સ્નાત્ર અભિષેક (પ્રક્ષાલન) કરતાં હૃદયમાં ભાવવું કે પ્રભુ અભિષેકના પ્રભાવે અમારા અનાદિ કર્મ—મલ દૂર થઇ જાય. શુચિ—પવિત્ર જળથી જયણાસહિત સ્નાન કરી ઇ-

દ્રની પેરે ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરી નિ-
ર્મળ નીરની ધારાથી અંતર લક્ષ પૂર્વક શ્રી
જિનેશ્વર પ્રભુને ન્હવરાવતાં ઉત્તમ ભાવના યોગે
પોતેજ પોતાના આત્માને ક્રમે મળ રહિતકરી
શકે છે.

પ્રભુને અભિષેક કરી રહ્યા બાદ ઘણાંજ
સુંવાળાં બારીક વસ્ત્રથી પ્રભુના પવિત્ર ગાત્રને
આદર સહિત લુંછી લેવું, ત્યારપછી અનુક્રમે
ઉત્તમ ચંદનાદિકવડે પૂજા કરવી ઉચિત છે.

૨ ચંદન પૂજા-પ્રભુના આખા અંગે ઉત્તમ
ચંદન પ્રમુખ શીતળ પદાર્થો એકઠા મેળવી
વિલેપન કરવું જોઇએ. આજકાલ કેટલાક મુગ્ધ
ભાઇ બ્હેનો ઉપર મુજબ અંગ વિલેપન કરવું
મુકી દઇ પ્રભુના અંગે પુષ્કળ કેશર ચઢાવે
છે. જો કે ચોખ્ખું કેશર મળે તો તેવડે પ્રભુના
અંગે તિલક પ્રમુખ કરવા નિષેધ નથી પરંતુ
ખાસ કરીને ચંદનનોજ મોટો ભાગ વાપર-
વાનો છે. અંતર લક્ષથી ચંદન પ્રમુખના શી-
તલ રસવડે પ્રભુને વિલેપન કરતાં ભાવિક

આત્મા પોતાનેજ કષાય તાપથી મુક્ત કરી શીતળ કરી શકે છે. પ્રભુના આલંબનથી-પોતેજ શીતળ બનેછે એટલે રાગ દ્વેષ રૂપ કષાય તાપથી મુકાઈ શાંત થાય છે.

૩ કુસુમ (પુષ્પ) પૂજા—ઉત્તમ પ્રકારનાં તાજાં ખુશબોદાર ખીલેલાં અખંડ ફુલોવડે પ્રભુ પૂજા કરનાર પ્રભુના આલંબને ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત કરી શકે છે. કાચી કળીઓ કે નહિં ઉઘડેલાં તેમજ વાસી અને જીવાકુલ પુષ્પો પ્રભુને ચઢાવવાં યોગ્ય નથી. થોડાં કે ઘણાં ઉત્તમ જાતનાંજ ફુલોવડે પ્રભુ પૂજા કરવી ઉચિત છે શાસ્ત્ર નીતિ અનુસારે ફુલને કિલામના ન ઉપજે તેમ પુષ્પ માળાઓ, પુષ્પગૃહ કે પુષ્પના પગર ભરવાદિક વડે પણ પ્રભુ પૂજા કરાયછે. કેટલાક ભોળા લોકો શાસ્ત્ર નીતિને બાજુ મુકી ફુલને સોયથી વીંધીને પુષ્પમાળા તેયાર કરાવી લે છે, તે વ્યાજબી જણાતું નથી. કાચા સુતરના દોરાવડે શિથિલ ગાંઠ દઇને ઉત્તમ સુગંધી પુષ્પોની

જે માળા જયણાથી કરવામાં આવી હોય તે વડે પ્રભુ પૂજા કરવી ઉચિત ગણાય છે.

૪ ધૂપ પૂજા—ઉત્તમ દ્વાદસાંગ, કૃષ્ણાગરૂ, કપૂર પ્રમુખ દ્રવ્યોથી, બનાવેલ ધૂપની ઘટા ઉખેવતાં જેમ ધૂપ ઘટા ઊંચી ચઢે છે અને દુર્ગંધને દૂર કરી સુવાસના વિસ્તારે છે તેમ ધૂપ પૂજા કરનાર આત્મા પ્રભુ આલંબને અનાદિ મિથ્યાત્વરૂપ કુવાસનાને ટાળી સુશ્રદ્ધાન રૂપ સુવાસનાને વિસ્તારી ઊંચી ગતિ પામવાનો અધિકારી થઈ શકે છે.

લઘુ કલ્પમાં કહ્યું છે કે સામાન્ય ધૂપ પૂજા કરવાથી પંદર ઉપવાસનું ફળ મળે છે. અને ઉત્તમ કર્પૂરાદિક મિશ્ર ધૂપ પૂજા કરવાથી એક માસ ઉપવાસનું ફળ મળે છે. તેથી ઉક્ત પૂજામાં અધિક પ્રીતિ જોડવી ઉચિત છે.

૫ દીપ પૂજા—ગાયના ઉત્તમ સુગંધી ઘી વડે દીપક પૂજા કરનાર પોતાનો અનાદિ અજ્ઞાન અંધકાર દૂર કરી ઉત્તમ જ્ઞાન પ્રકાશ મેળવી શકે છે. પરંતુ તે પ્રસંગે દીપકમાં

પતંગાદિક જીવો જંપલાઇ પડી વિનાશ ન પામે તેવી જયણા ખાતર ફાનસ વિગેરેનો ઉપ-યોગ રાખવો જરૂરનો છે. જિન મંદિર પ્રમુખમાં કોઇ પણ સ્થળે દીપક પ્રગટાવતાં જયણાને વિસરી જવી જોઇએ નહિં. જેટલું કામ જયણા સહિત બને તેટલુંજ કલ્યાણકારી છે. હાંડી, ઝુંમર વિગેરેમાં પણ દીપકો પ્રગટવા હોય તો જરૂર જયણા રાખવી જોઇએ.

૬ અક્ષત—અખંડ (અણીશુદ્ધ) ચોખાવડે આત્માને સ્વસ્તિ—કલ્યાણકારી સ્વસ્તિક રચનાર આત્મા ઉત્તમ ભાવના યોગે રત્નત્રયી-રૂપ પ્રભુના માર્ગને પામી ચાર ગતિને છેદી, અંતે સિદ્ધિ ગતિને પામી શકે છે. સ્વસ્તિક ( સાથિયો ) રચતાં પ્રભુ સન્મુખ રહી ઉપર જણાવેલી પ્રાર્થના શુભ ભાવના સહિત કરવી જેથી અક્ષય સુખની પ્રાપ્તિ સહેજે થઇ શકે.

૭ નૈવેદ્ય—અનાદિ દેહાધ્યાસ ( દેહ મમતા ) યોગે જીવને જાતજાતનાં ખાન પાનમાં રતિ લાગેલી છે તેથી વિરક્ત થવાને પ્રભુ સ-

મીપે વિધ વિધ જાતનાં પકવાન, રસોઈ ઢોકીને પ્રભુ પાસે એવીજ પ્રાર્થના કરવાની છે કે હે પ્રભુ! અમારૂં અનાદિ કાળનું પુદ્ગલાનંદીપણું તજાવી અમને અણાહારી પદ પ્રાપ્ત કરાવો.

૮ ફળ—સરસ ઉત્તમ જાતિનાં વિધવિધ ફળ પ્રભુ પાસે ઢોકી એવી પ્રાર્થના કરવાની છે કે હે જગદીશ! આપ અમારાં અનાદિ કાળ-નાં જન્મ જરા મરણ સંબંધી અનંતાં દુઃખ નિવારી અમને અક્ષય સુખમય મોક્ષ ફળની બક્ષીસ આપો! આવી રીતે સંક્ષેપથી હેતુ સહિત સમજાવેલી અષ્ટ પ્રકારી પૂજા હરેક શ્રદ્ધાળુ ભાઈ બ્હેનોએ પ્રતિદિન કરવા ખપ કરવો જોઇએ. ઉક્ત દ્રવ્ય પૂજા કર્યા બાદ ચૈત્યવંદન પ્રમુખ વડે પ્રભુના ગુણગ્રામ કરી આત્માને તલ્લીન કરવો યુક્ત છે.

છઠ્ઠી દ્રવ્ય શુદ્ધિ—પ્રભુ પૂજાદિક નિમિત્તે જોઇતાં બધાં પૂજોપગરણ ન્યાય યુક્ત દ્રવ્યથી મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. મતલબ કે શ્રદ્ધાવંત ગૃહસ્થે પ્રથમ તો અનીતિ કે અ-

ન્યાયનો માર્ગ તજી નીતિ—ન્યાયના ધોરણ-નેજ અવલંબી રહેવું જોઇએ. નીતિથી વ્યાપારાદિક કરતાં દ્રવ્ય ન મળે એવી માન્યતા કેવળ મુર્ખાઇ ભરેલીજ જાણવી. શાસ્ત્રકાર તો દ્રવ્ય ઉપાર્જન માટે ખરો ઉપાયજ નીતિનો બતાવે છે, નીતિથી દ્રવ્ય મળે છે એટલુંજ નહીં પણ મળેલું દ્રવ્ય સુખે ભોગવી શકાય છે અને તે સ્થિર ટકી રહેવાથી વંશ પરંપરા સુધી ચાલ્યા કરે છે. વળી નીતિના દ્રવ્યથી સદ્બુદ્ધિ સુજે છે, તેનો સદ્વ્યય થાયછે અને પરિણામે તે મહા લાભદાયી નીવડે છે. ત્યારે અનીતિના માર્ગે ઉપાર્જેલા ધનના ભોગવટાથી બુદ્ધિ બગડે છે, તે ભોગવતાં કંઇક વિઘ્નો આવે છે, અને થોડા વખતમાં તેનો નાશ પણ થઇ જાય છે. સળેલાં ધાન્યની પેરે અનીતિનું દ્રવ્ય ફળદાયી થઇ શકતું નથી. તેથીજ જ્ઞાની પુરૂષો પોકારી પોકારી નીતિનોજ માર્ગ આદરવા આગ્રહ કરે છે, તે માર્ગે ચાલનાર પ્રભુની આજ્ઞાનું

પાલન કરનાર લેખાય છે અને તે સદ્ગતિનો ભાગી થઇ અંતે પરમ પદ–મોક્ષ સુખનો ભોક્તા થઇ શકે છે.

સાતમી યથાયોગ્ય વિધિ શુદ્ધિ-તીર્થયાત્રા કરવા જતાં આપણા આત્માનું એકાંતહિત સધાય તેવી રીતે જયણા સહિત ચાલવું. માર્ગમાં કોઈ પ્રકારની વિકથા કરવી નહિ. કોઇ સાથે કલેશમાં ઉતરવું નહિ. કોઇને અપ્રિય લાગે અને અહિતરૂપ થાય તેવું વચન કહેવું નહિ. શાંત વૃત્તિથી ચિત્તમાં શુભ ભાવના ભાવતાં ભાવતાં અળવાણાં (ઉઘાડે) પગે સંભાળ રાખી રાખીને ચાલવું. વિના કારણ કોઇને બોજારૂપ ન થાવું. પવિત્ર તીર્થરાજનો યોગ પામી સુખશીલપણું ઓછું કરવું. પોતાના મન વચન કાયાને બની શકે તેટલાં નિયમમાં રાખવાં. કોઈના વચન ઉપર ખીજવાઈ જઇ પોતાના મનની શાંતિ ખોઇ દેવી નહિ. એવી રીતે કાળજી રાખીને વિધિ સહિત તીર્થ સ્પર્શના કરવી, તેવા પ્રસંગે કૃપણતા-

દિક દોષો દૂર કરી ઉદાર વૃત્તિ આચરવી. તીર્થપતિ શ્રીઅરિહંત મહારાજને ભેટી ભાવ સહિત, ચઢતા પરિણામે પ્રભુની પૂજા અર્ચા (સેવા-ભક્તિ) કરવી. આપણી સમજ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરવી. સામાન્ય રીતે સઘળાં ચૈત્યો આદરપૂર્વક જુહારવાં. અતિ નમ્રપણે પ્રભુ મુદ્રાઓને નિહાળી નિહાળી નમન કરતાં જવું, અને વિશિષ્ઠ સ્થળોએ સ્થિરતાથી ચૈત્યવંદન પ્રમુખ કરવા પણ લક્ષ રાખવું. પ્રદક્ષિણા દેતાં કયાંય કોઇ પ્રકારની આશાતના થતી કે થયેલી નજરે પડે તો તે નિવારવા-દૂર કરવા ખાસ ચીવટ રાખવી. પોતાનાથી જે જાતે થઇ નજ શકે એવું હોય તે કરવા અન્ય યોગ્ય જનને ભલામણ કરી દેવી. પણ તેવી બાબતમાં છેક ઉપેક્ષા તો નજ કરવી. આશાતના ટાળવી તે પણ ભક્તિનુંજ અંગ ગણાય છે. માર્ગમાં ચાલતાં કે તીર્થ ઉપર ચઢતાં પ્રભુ આજ્ઞાનાં ખપી એટલે પવિત્ર શાસન રાગી જે કોઇ સાધુ,

સાધ્વી, શ્રાવક, શ્રાવિકા મળે તેમનો ઉચિત વિનય સાચવવો. બની શકે તેટલી તેમની સેવા ભક્તિવડે આરાધના કરવી. પરતુ વિ. રાધના તો કદાપિ પણ કરવીજ નહિ. ઉપર કે નીચે જિન ચૈત્યાદિકમાં ચૈત્યવંદન કરતાં આપણાથી જે જ્ઞાનાદિક ગુણમાં અધિક હોય તેવા વડીલ જનેનો અધિક વિનય સાચવવો. તેઓ ચૈત્યવંદનાદિક કરતા હોય તો આપણે તે નમ્ર વૃત્તિથી શ્રવણ કરવું. પરંતુ તેમનાથી જુદું કરીને સામું ડાળી નાંખવું નહિ. તેમ છતાં જુદું કરવા જેવોજ પ્રસંગ હોય, તોપણ એવા મંદ સ્વરથી કરવું કે જેથી બીજાની ભક્તિમાં કોઇ પણ પ્રકારે વ્યાઘાત પડે નહિં. જિન મંદિરમાં પેસતાં કે નીકળતાં ઘંટાદિક વગાડતાં પણ એવો ખ્યાલ અવશ્ય રાખવો. મતલબ કે જે કંઇ કરણી આપણે કરીયે તે એવા અંતર લક્ષથી કરવી કે તેથી આપણું એકાંત હિત થવા ઉપરાંત બીજા પણ આત્માર્થી જનો તેનું અનુમોદન તેમજ

અનુકરણ કરે. સ્થિર ચિત્તથી કરેલી ધર્મ કરણી લેખે થાય છે, તેથી આપણી સ્થિરતા ટકી રહે તેવી અને તેટલી કરણી પ્રસન્ન-ચિત્તથી કરવી. દુનિયાના સર્વ જીવો સાથે તેમાં પણ આપણા સાધર્મી ભાઇઓ તથા બ્હેનો સાથે વિશેષે કરીને મૈત્રી ભાવ રાખવો ધર્મચુસ્ત સદ્ગુણી જનોમાં પ્રગટી નીકળેલા સદ્ગુણો નિહાળી નિહાળીને દીલમાં બહુજ રાજી થાવું. તેમનામાંથી બની શકે તેટલો સદ્ગુણ ગ્રહણ કરીનેજ કૃતાર્થ થાવું. દ્વેષ ઇર્ષા અદેખાઈ પ્રમુખ દુર્ગુણોને તો દેશવટોજ દેવો. દોષ દૃષ્ટિથી ગુણ ગ્રહણ કરી શકાતાજ નથી પરંતુ ઉલટા આપણામાં દોષનીજ વૃદ્ધિ થાય છે. જે બાપડા નવીન-શિખાઉ હોય એટલે ધર્મ અભ્યાસમાં પશ્ચાત્ હોય તેમનો ઉપર અનુકંપા લાવી જેમ તેઓ પણ અભ્યાસમાં આગળ વધી આપણી બરોબર થાય તેમ ઇચ્છવું અને કરવું, પણ નાહક તેમની ઉપેક્ષા કે અવગણના કરવી નહિંજ.

ગમે તેવા પાપી તથા દેવ ગુરૂના નિંદક હોય તોપણ તેમની ઉપર દ્વેષ કરવામાં પોતાને તેમજ તેમને કશો ફાયદો થતો નથી, તેથી દ્વેષ તો નજ કરવો. તેમજ તેવા નિર્દય પ્રાણીઓ સાથે રાગ પણ કરવામાં કશું સ્વહિત કે પરહિત સધાતું નથી તેથી રાગ પણ ન કરવો. તેમનાથી તો તદ્દન ઉદાસીનજ રહેવું હિતકારી છે. ઉપર સંક્ષેપ માત્રથી કહેલી મૈત્રી, મુદિતા, કરૂણા અને માધ્યસ્થ ભાવનાથી સદાય આપણા આત્માને સુવાસિત રાખવો. વળી વિધિના પ્રસ્તાવે શાસ્ત્રકારે કહેલું છે કે:—

"દગ્ધ શૂન્ય ને અવિધિ દોષ, અતિ પ્રવૃત્તિ જેહ,
ચાર દોષ છંડી ભજો, ભક્તિ ભાવ ગુણ ગેહ "

મતલબ કે વિધિ રસિક જનોએ દગ્ધદોષ, શૂન્યતાદોષ, અવિધિ દોષ અને અતિ પ્રવૃત્તિ દોષ; એ ચાર દોષોને અવશ્ય તજવા જોઇએ. ઉક્ત ચાર દોષ રહિતપણે દેવ ગુરૂ કે તીર્થ સંબંધી સેવા ભક્તિ બહુ ગુણકારી-અત્યંત

લાભદાયી થઇ શકે છે, માટે તે ચારે દોષનું સ્વરૂપ સમજવા અને સમજીને નિર્દોષ કરણી કરવા પ્રયત્ન કરવો ઘટે છે.

૧ દગ્ધદોષ=કોઇએક ધર્મકરણી કરતાં બીજી બીજી કરણી કરવા મન દોરાય, મન મુકામે નહિ રહેતાં, ચાલતી ક્રિયાનો લાભ નહિ લેતાં અન્ય અન્ય સ્થાને ભટકતું રહે, તેથી ચાલુ કરણી નિષ્ફળપ્રાય થઇ જાય જેથી તે ચાલુ ક્રિયામાં અંગારાની વૃષ્ટિવત્ લેખી શકાય.

૨ શૂન્યતાદોષ-જે કંઇ ધર્મકરણી કરવામાં આવે તે સંમૂર્છિમની પરે ઉપયોગ શૂન્યપણે સમજ વગર અથવા શબ્દ, અર્થ કે તદુભયના લક્ષ વગરજ કરાય અથવા તો હું શુ કરૂં છું? મેં શું કર્યું? તેમજ હવે મારે શું કરવાનું છે? તેનું જેમાં કશુંજ ભાન ન હોય, એવી શુન્ય કરણીથી શો લાભ થઇ શકે? કશોજ નહિં. તથા કારના પ્રભાવ વગરની ઉપયોગ શૂન્ય કરણીમાં રસ-લહેજત કયાંથી આવે?

૩ અવિધિ દોષ-જે ધર્મકરણીનો જેવો

ક્રમ ( મર્યાદા ) જણાવેલ હોય તેથી વિપ-રીત-ઉલટપાલટ આપમતિથી કરે કે જ્ઞાનીને પૂછી યથાર્થ સમજ મેળવ્યા વગરજ જેમ ફાવે તેમ ગાડરીયા પ્રવાહે કરે યા તો અધિક ઓછી કરે અથવા આગળ પાછળ કરે તેથી સ્વહિત તો ભાગ્યેજ થાય, પરંતુ અવિધિથી ઉલટું અહિત પણ થાય.

૪ અતિ પ્રવૃત્તિ દોષ-દિગંબરની પેરે દેશ, કાળ, ભાવને તપાસ્યા વગર ગજા ઉપરાંતની ક્રિયા કરવાનો ખોટો આગ્રહ કહો કે કદાગ્રહ કરે તેથી પણ લાભને બદલે હાનિજ થાય.

ઉક્ત ચારે દોષોનું સ્વરૂપ ગુરૂ ગમ્યથી વિશેષે જાણી જેમ બને તેમ નિર્દોષ-દોષરહિ-ત ધર્મકરણી કરવા ખપ કરવો તેમજ જેઓ વિધિ રસિક હોઇ સેવવામાં આવતી ધર્મક-રણીનું રહસ્ય ગુરૂગમ્ય મેળવી તે પ્રમાણે આદર સહિત આચરણ કરતા હોય તેવા ઉત્તમ પુરૂષોનો સમાગમ મેળવી તેમની શુદ્ધ નિર્દોષ, ધર્મકરણી નિહાળી પોતાની ધર્મ

કરણીમાં ચલાવી લેવાતી ભૂલો સુધારવાના ખપી થવું બહુ જરૂરનું છે.

જે ભાગ્યવંત જનો યથાર્થ વિધિ યુક્ત ધર્મકરણી કરે છે, તેઓ ધન્ય કૃત પુન્ય છે. તેમજ જેઓ પોતે યથાશક્તિ નિર્દોષ ધર્મ-કરણી કરવા ઉપરાંત અન્યયોગ્ય જનોને તેમાં સહાય કરે છે, નિર્દોષ કરણીની અનુ-મોદના કરે છે-તેની મુક્ત કંઠથી પ્રશંસા કરે છે, યાવત્ તેની પ્રાણાંતે નિંદા તો કદાપિ કરતાજ નથી, તેઓ પણ ધન્ય છે. નિર્દોષ ધર્મકરણીની તેમજ નિર્દોષ કરણી કરનારની નિંદા કરનારને નિકાચિત કર્મ બંધ થાય છે જેથી તેને બહુજ સંસાર પરિભ્રમણ કરવું પડે છે; તેથી તેવી નિંદા કરવાનો ઢાળ તો સર્વથા વર્જવા યોગ્યજ છે.

જેમને શરૂઆતમાં ધર્મકરણી કરતાં સહજ સ્ખલનારૂપ અવિધિ દોષ લાગે છે, પરંતુ તેનો યથાર્થ વિધિ જાણવા અને આ-દરવા જે ખપ કરે છે તેઓ પણ શુભ ભાવ-

ના યોગે સારો લાભ મેળવી શકે છે. જેઓ કહે છે કે અવિધિથી કરવા કરતાં નહિજ કરવું સારૂં, તે તેમનું કહેવું વિપરીત-શાસ્ત્ર વિરૂદ્ધજ છે. આત્માર્થી ભાઇ બ્હેનોએ પ્રમાદ તજી વિધિના ખપી તો. થવુંજ જોઇએ.



ॐ

# અથ શ્રી ધનપાલ કવિ વિરચિત શ્રી ઋષભપંચાશિકા ભાષા[1]-અનુવાદ

## ( ભાવાર્થ સહ )

---

૧ ઉક્ત કવિવર કૃત શ્રી યુગાદિ દેવ પ્રભુના અદ્ભૂત ગુણ ગર્ભિત આ અનુપમ કૃતિ શ્રીમાન્ હેમચંદ્ર સૂરીશ્વરે શ્રી સિદ્ધગિરિરાજ ઉપર ગાઇ હતી. તે સંબંધી પરમાર્હંત શ્રી .કુમારપાળ રાજાએ

૧ હે જગતના જીવોને કલ્પવૃક્ષ સમાન કામિત ફળને આપનાર! અને રાગરૂપી કમળના વનને નિમીલન કરવા (સંકોચી દેવા) ચંદ્રકાન્તિ સમાન! તથા સમસ્ત મુનિગણના નાયક! હે ત્રિલોકચુડામણિ (મોક્ષના મંડનરૂપ) પ્રભુ! આપશ્રીને અમારો નમસ્કાર હો!!!

૨ વળી ક્રોધરૂપી અગ્નિને શાન્ત કરવા મેઘ સમાન! શ્રેષ્ઠ એવી જ્ઞાન દર્શનરૂપ લક્ષ્મીના ઘર સમાન! મોહરૂપી અંધકારના સમૂહને ટાળવા સૂર્ય સમાન! અને ગુણના સમુદાયરૂપી પૌરજનોને નિવસ-

---

ગુરૂ મહારાજને પૃચ્છા કરતાં ઉક્તાકૃતિની મહત્તા તેમણે દર્શાવી હતી. આકૃતિ ઉપરાન્ત ઉક્ત કવિવરે એક 'પાયલચ્છી' નામનો પ્રાકૃત ભાષાનો 'શબ્દકોશ' વિક્રમ સંવત ૧૦૨૯ માં બનાવ્યો જણાય છે તેમજ 'તિલકમંજરી' નામનો અતિ અદ્ભૂત ગ્રંથ ભલા ભલા પંડિતોના ચિત્તને ચમત્કાર ઉપજાવે એવો બનાવ્યો છે.

વા માટે નગર સમાન એવા હે પ્રભુ! આપ જયવંત વર્તો!

૩ મોહરૂપી અંધકારથી વ્યાપ્ત સંસાર કારાગૃહમાં-પૂરાયેલા એવા મુજને, દૈવયોગે મહા આકરા રાગ દ્વેષના પરિણામરૂપી ગ્રંથીનો છેદ થવા રૂપ કપાટ સંપુટ ઉઘડી જવાથી, સૂર્ય સમાન આપનું દર્શન થયું. અર્થાત્ અપૂર્વ કરણ (અપૂર્વ વીર્યોલ્લાસ ) થી રાગદ્વેષમય ગ્રંથીનો ભેદ કરીને સમકિત રત્ન પામી, સદ્વિવેકવડે આપ પરમાત્માનું હું દર્શનપામ્યો.

૪ હે જિનરવિ! આપના દર્શનના આનંદથી વિકસિત થતાં ભવ્ય કમલોમાંના દૃઢબદ્ધ થઇ રહેલા-લોલી ભાવને પામેલા મોહાન્ધકારરૂપ ભ્રમરના સમૂહ છુટા પડી જાય છે. એટલે આપના અપૂર્વ દર્શન યોગે ભવ્યજનોનો મોહાંધકાર નાશી-પલાયન કરી જાય છે.

૫ હે નાથ! આપ નાભિ કુલગરના ગૃહમાં

અવતર્યા ત્યારે સર્વાર્થ ( સર્વાર્થ સિદ્ધ) નામના દેવ વિમાનનું શ્રેષ્ઠતા સંબંધી સર્વ અભિમાન ગળી ગયું.

૬ અચિંત્ય અને દુર્લભ મોક્ષ સુખ આપનાર અપૂર્વ કલ્પવૃક્ષ એવા આપનો અવતાર થયે છતે હે જગદ્ગુરૂ! કલ્પવૃક્ષો શરમાઇ ગયાં હોય તેમ અંતર્ધાન ( અદૃશ્ય ) થઇ ગયાં.

પ્રભુનાં પાંચે કલ્યાણક સમયે સર્વત્ર ઉદ્યોત થાય છે તે વાત હવે કવિ કહે છે.

૭ કાળ ચક્રના એક પડખે આ અવસર્પિણી કાળમાં આપનો જન્મ થયે છતે ત્રીજો આરો જાણે સુવર્ણમય હોય એવો દીપી રહ્યો.

૮ જ્યાં આપનો જન્મ અભિષેક થયો અને જ્યાં આપ શિવસુખ સંબંધી સંપદાને પામ્યા. તે બન્ને અષ્ટાપદ શૈલો અન્ય ગિરિવરોના મુકુટરૂપ થયા. અર્થાત્ અષ્ટાપદ એટલે સુવર્ણ, તેનો શૈલ એટલે મેરૂ, જ્યાં પ્રભુનો જન્માભિષેક દેવોએ

કર્યો હતો તે, તથા બીજો અયોધ્યાની નજીકમાં રહેલો અષ્ટાપદ નામે પર્વત જ્યાં પ્રભુ મોક્ષે પધાર્યા હતા. તે બન્ને ગિરિવરો બીજા બધામાં શિરોમણિ થયા.

૯ ઇંદ્રવડે જલ્દી રાજ્યાભિષેક કરાયેલા એવા આપને સવિસ્મય દેખનારા યુગલિયાઓને ધન્ય છે કે જેમણે કમળનાં પત્રોવડે આપને અભિષેક કરવાનું જળ ચિરકાળસુધી (હાથમાં) ધરી રાખ્યું હતું.

૧૦ વિદ્યા અને શિલ્પકળા જેમણે દર્શાવ્યાં છે તથા સમસ્ત લોકવ્યવહાર જેમણે સ્પષ્ટ સમજાવ્યો છે એવા આપ જેમના સ્વામી થયા છો તે પ્રજા કૃતાર્થ-ચરિતાર્થ થયેલી છે.

૧૧ જેમણે બંધુઓને ( પુત્રોને ) પૃથ્વી વહેંચી આપી છે અને એક વર્ષ પર્યંત અવિચ્છિન્નપણે દ્રવ્ય સમૂહનું દાન દીધું છે એવા આપે હે ધીર! જે નિયમધુરા ધારણ કરી છે તે ધુરાને બીજો કોણ

ધારી શકે? પ્રભુને ધીર કહેવાથી એક વર્ષ પર્યંત પ્રભુએ ક્ષુધા પરિસહ સહ્યો એ વાત સ્તુતિકારે સૂચવી છે.

૧૨ હે જગદ્ગુરૂ! રાજ્ય સમયે આલિંગન કરેલી અને દીક્ષાસમયે પરિત્યાગ કરેલી રાજ્યલક્ષ્મીની અશ્રુધારાજ હોયની! એવી કાજળ જેવી કાળી કેશજટાવડે વિભૂષિત સ્કંધવાળા આપ શોભી રહ્યાછો.

૧૩ અનાર્ય દેશોમાં અનાર્યલોકોને આપે મોન વ્રત ધારીને ઉપશાન્ત કર્યા તે યુક્તજ છે કેમકે સત્પુરૂષો મોનપણેજ પરનાં શુભ કાર્ય સાધી આપે છે.

૧૪ મુનિ અવસ્થામાં પણ આપના ચરણમાં લીન થયેલા નમિ અને વિનમિ વિદ્યાધરોના નાયક થયા. ગુરૂની ચરણ સેવા કદાપિ નિષ્ફળ થતીજ નથી.

૧૫ મેઘ જેમ વનવૃક્ષને સંતોષે તેમ જેણે તપ શોષિત અને નિરાહાર એવા આપને વર્ષના અંતે (ઈક્ષુરસથી) સંતોષિત

કર્યા તે શ્રેયાંસકુમારનું કલ્યાણ થાઓ!
હવે પ્રભુના જ્ઞાન કલ્યાણક આશ્રી સ્તુતિકાર કહે છે.

૧૬ જેમ સંપૂર્ણ સૂર્યોદયવાળા દિવસનો ઉદય થયે છતે ગગન અંતર્વર્તી સમસ્ત અંધકાર નાશ પામેછે તેમ આપને નિર્મળ કેવળ જ્ઞાન ઉત્પન્ન થયે છતે જગતનો મોહ (અંધકાર) વિલય પામી ગયો.

૧૭ કેવળજ્ઞાન સંબંધી પૂજા મહીમાના અવસરે ભરતે આપને ચક્ર રત્ન સદૃશ લેખ્યા તેનું કારણ એ કે વિષમ એવી વિષયતૃષ્ણા મ્હોટા·પુરૂષોને પણ મતિમોહ (વ્યામોહ-ભ્રાન્તિ) ઉપજાવે છે

૧૮ કેવળજ્ઞાન ઉત્પત્તિ પછી તરત આપના પ્રથમ સમવસરણના પ્રારંભમાં કેવળ દેવાંગનાઓની દેહકાંતિએ કરેલો છે ઉદ્યોત જેનો એવી અગ્નિ દિશા જાણે સેવા નિમિત્તે સાક્ષાત્ આવેલા અગ્નિ દેવતાજ હોય તેવી શોભી રહી હતી.

૧૯ આપના પ્રથમ દર્શન સમયે ( કચ્છ મહા કચ્છ વિના ) પ્રથમ ઉત્પન્ન થયેલા અત્યંત નમ્ર તાપસોએ ગ્રહણ કરેલાં વ્રતના ભંગવડે મલીન એવો પોતાનો મુખરાગ નિશ્ચે ( નમસ્કારના મિષે ) ઢાંકી દીધો. મતલબ કે જગત્ જનો સમક્ષ પ્રભુ સાથે વ્રત લહી, પોતે નિઃસત્ત્વ થઇ તાપસપણું આદર્યું તેથી લજ્જાવડે સ્વમુખ દેખાડવા અસમર્થ એવા તેમણે પ્રણામને મિષે સ્વ મસ્તક નમાવી દીધું.

૨૦ તે તાપસોવડે વિંટાયેલા અને વિશાળ સ્કંધ પ્રદેશ ઉપર વિસ્તરેલા જટા કલાપ વાળા એવા આપે ક્ષણવાર કુળપતિ (તાપસાચાર્ય ) ની શોભા ધારણ કરી. ( કેમકે ત્યાર પછી તો તે તાપસોએ પ્રભુના ઉપદેશથી શ્રમણલિંગ સ્વીકારી લીધું છે. )

૨૧ હે નાથ ! આપની મુખમુદ્રા જોનારા જે હર્ષ પરિપૂર્ણ થતા નથી તે જો કેવળજ્ઞાની ન હોય તો સંજ્ઞી છતાં પણ અ.

સંજ્ઞીજ સમજવા.

૨૨ જે જગત્‌કર્તાપણાદિક (કલ્પિત) ગુણોવડે અન્ય દેવો અસામાન્ય સમુન્નતિ (અસાધારણ મોટાઈ) પામ્યા છે, તે (કલ્પિત) ગુણો આપના સદ્‌ભૂત ગુણ સંબંધી કરાતા ગાનમાં મને હાસ્ય પેદા કરેછે. (એવા કારણથી કે કેવળ કલ્પિત મિથ્યા આરોપિત ગુણોવડે અન્ય દેવોએ મેળવેલી મિથ્યા આડંબરવાળી મોટાઇ કયાં! અને સાચા સદ્‌ભૂત ગુણો પ્રગટ થયાથી આપને સહજ પ્રાપ્ત થયેલી ત્રિભુવન પૂજયતા કયાં?)

૨૩ હે જિન? મત્સરી લોકો પ્રથમ વચન વદવામાં કુશળ છતાં દોષ રહિત એવા આપની નિંદા કરવાના પ્રસ્તાવે ભાંગી તુટી વાણીવડે બાળકની જેવી ચેષ્ટા કરે છે. (કેમકે આપનામાં લેશમાત્ર પણ દોષ નહિ દેખવાથી તે બાપડા હતાશ બની જાય છે.)

૨૪ અનુરાગ (દૃઢરાગ) રૂપી પલ્લવોવાળા અને રતિ રૂપી વેલડી ઉપર સ્ફુરી રહેલ સ્મિત (હાસ્ય) રૂપી ફૂલવાળા શૃંગાર વનમાં તપથી તપ્ત થયેલું પણ આપનું મન લીન થયું નથી. ( એ આશ્ચર્ય રૂપ છે. )

૨૫ જે કામદેવની આજ્ઞા હરિહરાદિક દેવોએ પણ શેષા ( દેવ-નિર્માલ્ય ચરણામૃત-પુષ્પમાલાદિક ) ની પેરે પ્રેમ પૂર્વક મસ્તકે ચઢાવી છે તે કામદેવ પણ આપના ધ્યાના નલમાં મીણની જેમ ઓગળી ગયો છે.

૨૬ જગતજનોનો દર્પ દળવાને સમર્થ એવા મન્મથરાજા (કામદેવ) ના યોદ્ધારૂપ મૃગાક્ષી સ્ત્રીઓનાં નેત્ર-કટાક્ષો કેવળ આપના વિષેજ નિષ્ફળ થયાં. મતલબ કે સ્ત્રી કટાક્ષો કેવળ આપની ઉપરજ ફાવી શકયા નહિ.

૨૭ હે ધર્મસારથિ ! આપનું પ્રવચન દીઠે છતે મનને ઉન્માર્ગે લઈ જનાર (ઉદ્ધત )

ઘોડાની જેવા વિષમ રાગદ્વેષ (વિકારો) નિશ્ચિત માર્ગે ચાલે છે. એટલે કે તેઓ મનને મોક્ષમાર્ગ વિના બીજે ખોટે માર્ગે દોરી જઇ શકતા નથી.

૨૮ પ્રબળ કષાયરૂપ ચોરો જેમાં (વસે) છે એવા આ ભવ અરણ્યમાં ભયથી ઉભગેલા જનોને ખડ્ગ, ચક્ર અને ધનુષ્યરૂપ રેખાઓ જેમાં સદા સારી રીતે અંકિત છે એવાં આપનાં ચરણોજ શરણભૂત છે.

૨૯ આપના સિદ્ધાન્તરૂપી સરોવરથી ભ્રષ્ટ થએલા જીવો જેમ નીકનું જળ સકળ વૃક્ષ જાતિમાં ઠેકાણે ઠેકાણે બંધાતું છતું ફરે છે તેમ સકળ ૮૪ લક્ષ જીવાયોનિમાં કર્મવડે ઠેકાણે ઠેકાણે બંધાતા છતાં પરિભ્રમણ કર્યા કરે છે. મતલબ કે માર્ગ ભ્રષ્ટ જીવો મહા વિટંબના પામે છે.

૩૦ જેમ કૂપના અરહટ્ટની ઘટમાળા જળ ભરેલી ઉંચે આવે છે. અને ઠાલી થયેલી નીચે જાય છે તેમ આપના વચનને

આરાધેલા જીવો ઉર્દ્ધગતિ પામે છે અને વિરાધેલા નીચગતિને પામે છે.

૩૧ જેમ અન્ય બૌધાદિક દર્શનીઓ સુકોમળ શય્યા ઉપર શયન કરવું, પ્રભાતમાં કાંજી પીવી વિગેરે (શરીરને સુખકારી) અનુષ્ઠાનથી (કષ્ટ વગર) મોક્ષ મેળવી આપે છે તેમ આપ કરતા નથી તો પણ (સમ્યગ જ્ઞાન દર્શન ચારિત્રરૂપ) આપના સત્ય માર્ગમાં લાગેલા વિચક્ષણ–પંડિતો શિવસુખને ગવેષે છે. મતલબ કે બૌધાદિકોએ કલ્પેલી સહેલી મુક્તિ પાયા વિનાની છે. ત્યારે જિનોએ કહેલી પુરૂષાર્થ સાધ્ય મુક્તિ તેવી નથી પણ સાચી છે.

૩૨ હે જિન! આ સંસારરૂપી ચોપાટમાં અક્ષો (ઇંદ્રિયો–પાસા) વડે સંચાર્યમાણ થતા જીવો, દેવતત્ત્વ બુદ્ધિથી આપને દીઠે છતે, પગડું દીઠ લખોટીઓની પેરે વધ, બંધ કે મરણના ભાગી થતા નથી.

૩૩ હે પ્રભુ! સામગ્રી વિકળના યોગે ધર્મો-

પદેશના અભાવથી આપના વડે ઉપેક્ષા
કરાયેલા જીવો નિગોદરૂપ એકજ શ્રૃંખળા-
થી નિયંત્રિત થયેલા અને સહુ સાથેજ
આહાર નિહાર ક્રિયા કરતા અનંતકાળ
ગમાવે છે.

૩૪ હે તપોનિધિ ! જે દુ:ખોવડે કદર્થિત થ-
યેલા જનોને આપનામાં પરમ પ્રેમ પ્ર-
ગટે છે તે દુ:ખો પાપાનુબંધી તો નથી
જ કિંતુ પુણ્યાનુબંધી હોવાથી ઉલટાં
તે પ્રશંસનીય છે.

૩૫ આપની સેવાથી મોહનો ઉચ્છેદ અવ-
શ્ય થશે એ વાતથી હું પ્રમોદ પામું છું.
પરંતુ મોહનો ઉચ્છેદ થયા બાદ આપને
નહિં વંદાય એ વાતથી મને દુ:ખ પેદા
થાય છે. ( કેમકે કેવળી કેવળીને વંદન
ન કરે એવો નિયમ છે. )

૩૬ આપની સેવાથી વિમુખ એવા જે મિથ્યા
દૃષ્ટિ જનો તેમની રાજ્યાધિકાર સંબંધી
સંપદાની જેમ પરિણામે વિડંબનાકારી

સંપદાઓ મુઝને પ્રાપ્ત ન થાઓ ! મત-
લબ કે પરિણામે નીચી ગતિમાં ખેંચી
જનારી સંપદા, સંપદા નથી પણ વિપ-
દારૂપજ છે.

૩૭ હે દેવ! અન્ય દીપક તમસ્તોમ ( અં-
ધકાર )ને ભેદીને લોકને ઘટાદિક પદાર્થો
પ્રગટ દેખાડે છે, પણ જગતમાં અનન્ય
દીપક એવા આપનું દીપકકાર્ય વિપરીત
જણાય છે, કેમકે આપ તો પ્રથમ પોતા-
ના ઉપદેશ રૂપી કિરણોવડે ભવ્ય જીવોને
જીવાદિક પદાર્થો અવબોધો છો અને
પછી તત્વાવબોધ ઉત્પન્ન કરીનેજ અ-
જ્ઞાન અંધકારને ભેદો છો.

૩૮ જેમના કર્ણમાં આપના વચન રૂપ મં-
ત્રનું એક પણ પદ પડ્યું છે, તે જીવો
મિથ્યાત્વ રૂપી વિષથી મૂર્છિત છતાં પણ
( ચિલાતિપુત્ર-તથા રોહિણીયા ચોરની
પેરે ) શું સચેતન થતા નથી ? અર્થાત્
થાયછેજ

૩૯ કુતીર્થિકનાં આગમ ક્ષણાર્ધ પણ સાંભળ્યાં છતાં આપના વિષે સ્થિર પ્રેમને પ્રગટાવે છે, તેથી તે આપના આગમના જાણકારનું મન હરી શકતા નથી. મતલબ કે કુતીર્થિકનાં આગમ વાક્ય પરસ્પર અસંબદ્ધપણાથી અસાર હોવાને લીધે જેમ જેમ તે સાંભળવામાં આવે છે તેમ તેમ યથાર્થવાદી એવા આપનામાં પ્રેમ પ્રગટાવે છે એ વાત યુક્તજ છે.

૪૦ સ્વપક્ષમંડન પૂર્વક-પરપક્ષ ખંડન માટે વાદીઓ વડે પ્રયોજાએલા અન્યોઅન્ય સંલગ્ન હાથીઓની જેવા આપના નયો ક્ષણમાત્રમાં પ્રતિપક્ષ (શત્રુ) ને વિમુખ કરી નાંખે છે.

૪૧ જે જ્યોતિષ વિદ્યા પ્રમુખ વચનોવડે અસમંજસ ( પરસ્પર સંબંધ વિનના ) પરસિદ્ધાન્તો શ્લાઘા પામે છે તે આપના (અગાધ) સિદ્ધાન્ત સમુદ્રની પાસે માત્ર બિંદુઓના કણીયા છે.

૪૨ ઝહાજ સમાન આપનો ત્યાગ કર્યે છતે પ્રતિસમય આપદાના મુખમાં પડેલા જીવો ભવસમુદ્રમાં વિવિધ વિડંબનાપામેછે.

૪૩ હે દેવ! બીજા જીવોનું તો શું કહેવું ? અણુધાર્યા આવેલા તંદુળિયા-મચ્છના ભવમાં અંતર્મુહુર્ત કાળ વસી મ્હેંજ સાતમી નરકમાં ૬૬ સાગરોપમ વ્યવધાન રહિત વીતાવ્યા. અર્થાત્ એટલા લાંબા કાળ પર્યંત અવિચ્છિન્ન દુઃખો મ્હેંજ સહ્યાં છે.

૪૪ ( હે દેવ! ) તિર્યંચપણામાં પણ જ્ઞાનાવરણી કર્મથી અત્યંત અવરાયેલા એવા મ્હેં શીત, તાપ અને વર્ષા સંબંધી ભારે આકરૂં દુઃખ અનુભવ્યું.

૪૫ હે દેવ ! મનુષ્ય ભવનાટકને વિષે ઉત્પન્ન થયેલા મ્હેં ઉત્સંગના મધ્યથી (ખોળામાંથી) ચાલી નીકળેલા એટલે આયુષ્ય ક્ષયથી મરણ પામેલા (પાત્રરૂપ) પ્રાપ્ત થયેલા પ્રિય પુત્ર કલત્ર-સ્ત્રી વડે અંક શુન્ય જોયા મતલબકે મનુષ્ય ભવોમાં પણ મ્હેં પ્રિય પુત્ર કલ-

ત્રાદિકના વિયોગથી ભારે દુઃખ સહન કર્યું.

૪૬ (વળી હે દેવ!) દેવલોકમાં પણ મ્હેં દુશ્મનોની સમૃદ્ધિ દેખી મહર્દ્ધિક (મહા સમૃદ્ધિવંત) દેવોની આજ્ઞાઓ ઉઠાવી અને નીચ એવા કિલ્વિષ પ્રમુખ દેવપણામાં દારિદ્ર (નિઃસત્વતા) અને સંતાપ સહ્યા.

૪૭ (હે દેવ!) ભવવનને સિંચતા એવા મ્હેં અરહટ્ટ પ્રેરિત ઘટી સંસ્થાન અવસર્પિણી અને ઉત્સર્પિણી સમેત પરાવર્તની પેરે પુદ્ગલ પરાવર્તો બહુ વાર કર્યા.

૪૮ હે નાથ! હું સંસારમાં અનંતકાળ ભમ્યો, તોપણ તેમાં દુઃખથી બ્હીનો નહિ. હમણાં આપને દીઠે છતે ભય જાગ્યો છે; અને (સાથેજ) ભય ગયો મતલબકે ક્રોધાદિકથી આવી રીતે ચારગતિમાં વિડંબના પામ્યો એમ સમજતાં ભય જાગ્યો અને ક્ષમાદિકથી તેમનું હું નિરાકરણ કરી નાંખીશ એમ નિશ્ચય થતાં મ્હારો ભય ટળ્યો.

૪૯ હે જગદ્‌ગુરૂ! યદ્યપિ આપ કૃતાર્થ અને મધ્યસ્થ એટલે સ્વસ્વરૂપસ્થ છો તથાપિ હું પ્રાર્થું છું કે કદાચિત્ પણ એટલે કોઈક દેશકાળને વિષે પણ ફરીને અથવા પુનઃ પુનઃ અમને આપનું દર્શન હશો.

૫૦ ધ્યાનાગ્નિવડે દગ્ધ કરી નાંખ્યાં છે કર્મેન્ધન જેણે એવા અને અતિ દુસ્તર ભવ ભયરૂપી સમુદ્રને તરવા પ્રવહણ સમાન એવા હે પ્રભુ! બાળબુદ્ધિ એવા મ્હેં (ધનપાળે) સમ્યગ્ ધર્મની પ્રાપ્તિ રૂપ ફળને આપનાર એવા આપની ભક્તિવડે સ્તુતિ કરી છે. (તેથી મને સમ્યગ્ ધર્મની પ્રાપ્તિ, નિર્મળ ધ્યાનયોગે સકલ કર્મોનો ક્ષય અને ભવ ભયનો પ્રણાશ થાઓ!) તથાસ્તુ! ઇતિ શમ્.

શ્રી ધનપાળ પંચાશિકા ભાષા
અનુવાદ સંપૂર્ણ.

## અથ શ્રી સિદ્ધાચલ ચૈત્યવંદનાનિ.

[1]વિમલ કેવલ જ્ઞાન કમલા, કલિત ત્રિભુવન હિતકરં; સુરરાજ સંસ્તુત ચરણ પંકજ, નમો આદિ જિનેશ્વરં. ૧ વિમલ ગિરિવર શૃંગ મંડણ, પ્રવર ગુણ ગણ ભુધરં; સુર અસુર કિન્નર કોડી સેવિત, નમો આદિ જિનેશ્વરં. ૨ કરતી નાટક કિન્નરીગણ, ગાય જિન ગુણ મનહરં; નિર્જરાવલી નમે અહુનિશ, નમો આદિ જિનેશ્વરં. ૩ પુંડરીક ગણપતિ સિદ્ધિ સાધી, કોડિ પણ[2] મુનિ મનહરં; શ્રી વિમલ ગિરિવર શૃંગ[3] સિધ્ધા, નમો આદિ જિનેશ્વરં ૪ નિજ સાધ્ય સાધન સુર મુનિવર, કોડિનંત[4] એ ગિરિવરં; મુક્તિ રમાણી[5] વર્યા રંગે, નમો આદિ જિનેશ્વરં. ૫ પાતાલ નર સુરલોક માંહિ, વિમલ ગિરિવરતો પરં;[6] નહીં અધિક તીરથ તીર્થપતિ

---

૧ નિર્મલ, ૨ પાંચ, ૩ શિખર, ૪ અનંત ક્રોડ, ૫ સ્ત્રી, ૬ ગિરિરાજથી અધિક.

કહે, નમો આદિ જિનેશ્વરં ૬ ઇમ વિમલ ગિરિવર શિખર મંડણ, દુઃખ વિહંડણ ધ્યાઇએ; નિજ શુદ્ધ સત્તા સાધનાર્થં, પરમ જ્યોતિ નિપાઇએ. ૭ જિત મોહ કોહ વિછોહ નિદ્રા, પરમ પદસ્થિત જયકરં; ગિરિરાજ સેવા કરણ તત્પર, પદ્મવિજય સુહિતકરં. ૮

---

૨

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, સિદ્ધાચલ સાચો ॥ આદીશ્વર જિનરાયનો, જીહાં મહિમા જાચો ॥ ઇહાં અનંત ગુણવંત સાધુ, પામ્યા શિવવાસ ॥ એહ ગિરિ સેવાથી અધિક, હોય લીલ વિલાસ ॥ દુષ્કૃત સવિ દૂરે હરે એ, બહુ ભવ સંચિત જેહ ॥ સકલ તીર્થ શિર સેહરો દાન નમે ધરી નેહ.

---

૩

આદીશ્વર જિનરાયનો, ગણધર ગુણવંત ॥ પ્રગટ નામ પુંડરિક જાસ, [1]મહિમાંહે મહંત ॥

---

૧ દુનિયામા.

પંચ કોડી સાથે મુણિંદ, અણુસણ તિહાં કીધ ॥ શુકલધ્યાન ધ્યાતા અમૂલ, કેવળ તિહાં લીધ ॥ ચૈત્રી પૂનમને દિને એ, પામ્યા પદ મહાનંદ ॥ તે દિનથી પુંડરિક ગિરિ, નામ દાન સુખકંદ ॥ ઇતિ.

---

૪

સકલ સુહંકર સિદ્ધક્ષેત્ર, સિદ્ધાચલ સુણીએ ॥ સુર નર નરપતિ અસુર ખેચર, નિર[૨]-કરે જે થુણીએ ॥ સકલ તીરથ અવતાર સાર, બહુ ગુણ ભંડાર ॥ પુંડરિક ગણધાર જાણ, પામ્યા ભવપાર ॥ ચૈત્રી પૂનમને દિન એ, કર્મ મર્મ કરી દૂર ॥ તે તીરથ આરાહિયે, દાન સુયશ ભરપૂર ॥ ઇતિ ॥

---

૫

એ તીરથ ઉપર અનંત, તીર્થંકર આવ્યા ॥ વળી અનંતા આવશે, સમતારસ

---

૨ સમુદાયવડે.

ભાખ્યા ॥ આ ચોવીશી માંહિ એક, નેમીશ્વર [3]પાંખે ॥ જિન ત્રેવીશ સમોસર્યા, એમ આગમ ભાંખે ॥ ગણધર મુનિવર કેવલી, સમોસર્યા ગુણવંત ॥ પ્રેમે તે ગિરિ પ્રણમતાં, હરખે દાન હસંત ॥ ઇતિ ॥

---

૬

એ તીરથના ઉપરે, થયા ઉદ્ધાર અસંખ્ય ॥ તિમ પ્રતિમા જિનરાયની, થઇ તાસ નવિ સંખ્ય[4] ॥ અજિત શાંતિ જિનરાજ ઇથ્થ[5], રહ્યા ચોમાસી ॥ એ તીરથે મુનિ અનંત, હુઆ શિવપુરવાસી ॥ ચૈત્રી પૂનમને દિને એ, મહિમા જાસ મહાન ॥ એ તીરથ સેવન થકી, દાન વધે બહુ વાન. ॥ ૨ ॥ ઇતિ ॥

---

૭

અષ્ટાપદ આદિ અનેક, જગ તીરથ મોટાં ॥ તેહથી અધિકું સિદ્ધક્ષેત્ર, એહ વચન નવિ

---

૩ વિના. ૪ સંખ્યા. ૫ અહીં.

ખોટાં ॥ જે માટે એ તીર્થ સાર, સાસય [૬]પ્રતિ-રૂપ ॥ જેહ અનાદિ અનંત શુદ્ધ, ઇમ કહે જિન ભૂપ ॥ કલિકાલે પણ જેહનો એ, મહિમા પ્રબલ [૧]પડુર ॥ શ્રી વિજયરાજ સૂરીંદથી, દાન વધે બહુ નૂર. ॥ ૩ ॥ ઇતિ ॥

---

૮

એહ ગિરિ ઉપર આદિ દેવ, પ્રભુ પ્રતિમા વંદો ॥ રાયણ હેઠે પાદુકા, પૂજી આણંદો ॥ એહ ગિરિનો મહિમા અનંત, કુણ કરે વખાણ ॥ ચૈત્રી પૂનમને દિવસે, તેહ અધિકો જાણ ॥ એહ તીરથ સેવો સદા એ, આણી ભક્તિ ઉદાર; શ્રી શત્રુંજય સુખદાયકો, દાનવિજય જયકાર. ॥ ૨ ॥

---

૯

ચૈત્રીપૂનમને દિવસ, શત્રુંજય ભેટે ॥ ભક્તિ ધરે જે ભવ્ય લોક, તે ભવ દુઃખ મેટે ॥ આદી-

---

૬ શાસ્વતા જેવું પ્રાગશાસ્વતુ. ૧ પ્રબલ.

શ્વર જિનની અમૂલ, પૂજા વિરચાવે ॥ ઇતિ[2] [3]ભીતિ સઘલી ટલે, સુખ સંપદ પાવે ॥ પરમાતમ પરકાશથી એ, પ્રગટે પરમાનંદ ॥ શ્રી વિજયરાજ સૂરીશ્વરૂ, દાન અધિક આણંદ ॥

---

૧૦

નાભિ નરેશ્વર વંશ મલય, ગિરિચંદન સોહે ॥ જસ પરિમલશું વાસિયો, ત્રિભુવન મન મોહે ॥ અપછર રંભા ઉર્વશી, જેહના અવદાત ॥ ગાય [4]અહનિશ હર્ષશું, મરૂદેવી જાત ॥ નિરૂપાધિક જસ તેજશું એ, સમ[5]મય સુખનો ગેહ ॥ જ્ઞાનવિમલ પ્રભુતા ઘણી, અખય અનંતી જેહ ॥ ઇતિ ॥

---

૧૧

જીમ ચૈત્રીપૂનમ તણો, અધિકો વિધુ[6] દીપે ॥ ગ્રહ ગણ તારાદિક તણા, પરમ તેજને જીપે ॥

---

૨ સાત પ્રકારના ઇતિ. ૩ ભય. ૪ દિનરાત. ૫ સમતામય. ૬ ચંદ્ર.

તિમ લૌકિકના દેવ તે, તુમ આગે હીણા ॥ લોકોત્તર અતિશય ગુણે, રહે સુર નર લીણા ॥ નિવૃત્તિ[7] નગરે જાયવા એ, એહિજ અવિચલ સાથ ॥ જ્ઞાન વિમલ સૂરિ એમ કહે, ભવ ભવ એ મુજ નાથ ॥

---

૧૧

આદીશ્વર જિનરાયનો, પહેલો જે ગણધાર ॥ પુંડરિક નામે થયો, જે ભવિ જન સુખકાર ॥ ચૈત્રી પૂનમને દિને, કેવલસિરિ પામી ॥ ઇણ ગિરિ તેહથી પુંડરિક, ગિરિ અભિધા[8] પામી ॥ પંચ કોડિ મુનિશું લહ્યા એ, કરી અનશન શિવ ઠામ ॥ જ્ઞાનવિમલ સૂરિ તેહના પય પ્રણમે અભિરામ ॥

---

૧૩

ચૈત્રી પૂનમને દિને, જે ઇણ ગિરિ આવે ॥ આઠ સત્તર બહુ ભેદશું, જે ભક્તિ વિરચાવે ॥

---

૭ મોક્ષપુરે. ૮ નામ.

આદીશ્વર અરિહંતની, તસ સઘળાં કર્મ ॥ દૂર ટલે સંપદ મલે, ભાંજે ભવ ૯ભર્મ ॥ ઇહ ભવ પરભવ ભવે ભવે એ, ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણ ॥ જ્ઞાનવિમલ ગુણ મણિ તણો, ત્રિભુવન તિલક સમાન. ॥ ઇતિ ॥

---

૧૪

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, પુંડરિક ગિરિ સાચો ॥ વિમલાચલને તીર્થરાજ, જસ મહિમા જાચો ॥ મુક્તિ નિલય શતકુટ નામ, પુષ્પદંત ભણીજે ॥ મહાપદ્મને સહસ્રપત્ર, ગિરિરાજ કહીજે ॥ ઇત્યાદિક બહુ ભાંતિ શું એ, નામ જપો નિરધાર ॥ ધીરવિમલ કવિરાજનો, શિષ્ય કહે સુખકાર ॥

---

૧૫

શેત્રુંજ શિખરે ચઢિય સ્વામી, કહીયે૧ હું અર્ચિશું ॥ રાયણ તરૂવર તલે પાય, આણંદ

---

૯ મર્મ. ૧ ક્યારે.

ચરચિશું ॥ ન્હવણ વિલેપન પૂજના, કરી આ-
રતી ઉતારીશ ॥ મંગલ દીપક જ્યોતિ થુતિ,[૨]
કરી દુરિત નિવારીશ ॥ ધન્ય ધન્ય તે દિન
માહરો એ, ગણીશ સફલ અવતાર ॥ નય કહે
આદીશ્વર નમો, જીમ પામો જયકાર ॥ ઇતિ ॥

---

૧૬

તુજ મૂર્ત્તિને નિરખવા, મુજ નયણાં ત-
રસે ॥ તુમ ગુણ ગણને બોલવા, રસના[૧] મુજ
હરખે ॥ કાયા અતિ આણંદ મુજ, તુમ યુગ-
પદ ફરસે ॥ તો સેવક તાર્યા વિના, કહો કિમ
હવે સરશે ॥ એમ જાણીને સાહેબા એ, નેક
નજરે મોહિ જોય ॥ જ્ઞાન વિમલ પ્રભુ સુ નજ-
રથી, તે શું જે નવિ હોય ॥

---

૧૭

સર્વાર્થ સિદ્ધ થકી, ચવિયા આદિ જી-
ણંદ; પ્રથમ રાય વનિતા વસે, માનવ ગણ

---

૨ સ્તવના ૧ જીભ.

સુખ કંદ. ॥ ૧ ॥ યોનિ નકુલ જીણંદને, હાયન[2] એક હજાર ॥ ઓનાતીતે કેવલી, વડ હેઠે નિરધાર. ॥ ૨ ॥ ઉત્તરાષાઢા જનમ છે એ, ધન રાશિ અરિહંત ॥ દશ સહસ પરિવારશું, વીર કહે શિવ કંત ॥ ૩ ॥ ઇતિ ॥

---

૧૮

આદિદેવ અલવેસરૂ, વિનીતાનો રાય ॥ નાભિરાય કુલ મંડણો, મરૂદેવા માય ॥ ૧ ॥ પાંચશેં ધનુષની દેહડી, પ્રભુ પરમ દયાલ ॥ ચોરાશી લખ પૂર્વનું, જસ આયુ વિશાલ ॥ ૨ ॥ વૃષભ લંછન જિન વૃષધરૂ એ, ઉત્તમ ગુણ મણિખાણ ॥ તસ પદ પદ્મ સેવન થકી, લહીયે અવિચલ ઠાણ ॥ ૩ ॥

---

૧૯

પ્રથમ જિનેશ્વર રૂષભ દેવ, સર્વાર્થથી ચવિયા ॥ વદિ ચઉથે આષાઢની, શક્રે[3] સંસ્ત-

---

૨ વર્ષ. ૩ સૌધર્મેંદ્ર.

વિયા ॥ અષ્ટમી ચૈત્રહ વદિ ગણી, દિવસે પ્રભુ જાયા ॥ દીક્ષા પણ તિણહિજ દિને, ચઉ નાણી થાયા ॥ ફાગુણ વદિ ઇગ્યારસી એ, જ્ઞાન લહે શુભ ધ્યાન ॥ મહા વદિ તેરશે શિવ લહ્યા, પરમાનંદ નિધાન ॥ ઇતિ ॥

---

## અથ શ્રી શાંતિ જિન ચૈત્યવંદનો.

૧

સર્વારથ સિદ્ધે થકી, ચવીયા શાંતિ જિનેશ ॥ હસ્તી નાગપુર અવતર્યા, યોનિ હસ્તિ વિશેષ. ॥ ૧ ॥ માનવગણ ગુણવંતને, મેષરાશિ સુવિલાસ ॥ ભરણીએ જનમ્યા પ્રભુ, છદ્મસ્થા ⁴ઇગવાસ. ॥૨॥ કેવલ નંદી*તરૂતલે એ, પામ્યા અંતર જાણ; વીર કરમને ક્ષય કરી, નવરાત શું નિરવાણ ॥ ૩ ॥ ઇતિ ॥

---

૪ એક વર્ષ. * પીપળાનું ઝાડ.

૨

શાંતિ જિનેશ્વર સોલમા, અચિરા સુત વંદો ॥ વિશ્વસેન કુલ[૫]નભમણિ, ભવિજન સુખકંદો ॥૧॥ મૃગ લંછન જિન આઉખું, લાખ વરસ પ્રમાણ ॥ હથિણાઉર નયરી ધણી, પ્રભુજી ગુણ મણિ ખાણ ॥ ૨ ॥ ચાલીશ ધનુષની દેહડીએ, સમ ચઉરસ સંઠાણ॥ વદન પદ્મ જ્યું ચંદલો, દીઠે પરમ કલ્યાણ. ॥ ૩ ॥ ઇતિ ॥

---

૩

ભાદ્રવા વદિ સાતમ દિને, સર્વાર્થથી ચવિયા॥ વદિ તેરશે જેઠ જણ્યા, દુઃખ દોહગ શમીયા ॥ જેઠ વદિ ચઉદસ દિને, લીયે સંજમ પ્રેમ॥ કેવલ ઉજવલ પોષની, નવમી દિને એમ॥ પંચમ ચક્રી પરવડા એ, સોલમા શ્રી જિનરાજ॥ જેઠ વદિ તેરશે શિવ લહ્યા, નય કહે સારો કાજ ॥ ૧ ॥ ઇતિ ॥

---

૫ સૂર્ય.

## અથ શ્રી નેમિનાથજીન ચૈત્યવંદનો.

૧

નેમિનાથ બાવીશમા, અપરાજીતથી આ-
ય ॥ સોરીપુરમાં અવતર્યા, કન્યારાશિ સુહાય ॥
૧ ॥ યોનિ વાઘ વિવેકીને, રાક્ષસગણ અદ્ભુત ॥
રિખ ચિત્રા ચોપન દિને, મૌનવતા મન પૂત[૬] ॥
૨ ॥ વેતસ હેઠે કેવલીએ, પંચ સયાં છત્રીશ ॥
વાચંયમશું શિવ વર્યા, વીર નમે નિશ-
દીસ ॥ ૩ ॥ ઇતિ ॥

---

૨

અપરાજીતથી આવિયા, કાતિ[૧] વદિ બા-
રસ ॥ શ્રાવણ શુદિ પંચમી જણ્યા, યાદવ
અવતંસ ॥ શ્રાવણ શુદિ છઠ્ઠે સંજમી, આ-
સોજ અમાવસ નાણ ॥ શુદિ અષાઢની આ-
ઠમે, શિવ સુખ લહે રસાલ ॥ અરિહંત નેમિ
અણ પરણીયા એ, રાજીમતિના કંત ॥ જ્ઞાન
વિમલ ગુણ એહના, લોકોત્તર વૃત્તાંત ॥ ૧ ॥ ઇતિ ॥

---

૬ પવિત્ર. ૧ કાર્તિક.

# અથ શ્રી પાર્શ્વનાથજીન ચૈત્યવંદનો.

૧

નયરી વાણા[2]રસીયે થયા, પ્રાણતથી પરમેશ ॥ યોનિ ચ્યમ્ર સુહંકર, રાક્ષસગણ સુવિશેષ ॥ ૧ ॥ જન્મ વિશાખાયે થયો, પાર્શ્વ પ્રભુ મહારાય ॥ તુલારાશિ છદ્મસ્થમાં, ચોરાશી દિન જાય ॥ ૨ ॥ ધવતરૂ પાસે પામીયા એ, ખાયિ[3]ક દુગ ઉપયોગ ॥ મુનિ તેત્રીશેં શિવ વર્યા, વીર અક્ષય સુખ ભોગ ॥ ઇતિ ॥ ૩ ॥

---

૨

કૃષ્ણ ચોથ ચૈત્રહ તણી, પ્રાણતથી આયા ॥ પોષ વદિ દશમી જનમ, ત્રિભુવન સુખ પાયા ॥ પોષ વદિ ઇગ્યારશે, લહે મુનિવર પંથ ॥ કમઠાસુર ઉપસર્ગનો, ઠાઢ્યો પછી મથ ॥ ૧ ॥ ચૈત્ર કૃષ્ણ ચોથહ દિને એ, જ્ઞાનવિમલ ગુણ નૂર ॥ શ્રાવણ શુદિ આઠમે લહ્યા, અવિચલ સુખ ભરપૂર. ઇતિ

---

૨ કાશી. ૩ કેવળજ્ઞાન અને કેવળદર્શન.

## અથ શ્રી મહાવીરસ્વામીનાં ચૈત્યવંદનો.

૧

ઉર્દ્ધલોક દશમાથકી, કુંડપુરે મંડાણ ॥ વૃષભ યોનિ ચઉવીશમા, વર્દ્ધમાન જિનભાણ ॥૧॥ ઉત્તરા ફાલ્ગુની ઉપના, માનવગણ સુખદાય ॥ કન્યારાશિ છદ્મસ્થમાં, બાર વરસ વહી જાય ॥ ૨ ॥ શાલ વિશાલ તરૂતલે એ, કેવલ નિધિ પ્રગટાય ॥ વીર બિરૂદ ધરવા ભણી, એકાકી શિવ જાય ॥ ઈતિ ॥ ૩ ॥

---

૨

શુદિ આષાઢ છઠ્ઠુ દિવસે, પ્રાણુતથી ચવીયા ॥ તેરસ ચૈત્રહ શુદિ દિને, ત્રિશલાયે જણીયા ॥ મૃગશિર વદિ દશમી દિને, આપે૪ સંયમ આરાધે ॥ શુદિ દશમી વૈશાખની, વર કેવલ સાધે ॥ કાતિ કૃષ્ણ અમાવસી એ, શિવ ગતિ કરે ઉદ્યોત ॥ જ્ઞાનવિમલ ગોતમ લહે, પર્વ દીપોત્સવ હોત ॥ ઈતિ ॥

---

૪ સ્વયમેવ.

# અથ શ્રી શત્રુંજય મહાતીર્થની થોયો.

## જોડા. ૧

શ્રી શત્રુંજય ગિરિવર વાસવ, વાસવ સેવિત પાયજી ॥ જયવંતા વરતો તિહુંકાલે, મંગલ કમલા દાયજી ॥ સિરિ રિસહેસર શિષ્ય શિરોમણિ, પુંડરિકથી તે સાધ્યો જી ॥ ચૈત્રી પૂનમ આ ચોવીશી, મહિમા જેહનો વાધ્યો જી ॥ ૧ ॥ અનંત તીર્થંકર શત્રુંજય ગિરિ, સમોવસર્યા બહુ વારજી ॥ ગણધર મુનિવર શું પરવરિયા, તિહુઅણના આધારજી ॥ તે જિનવર પ્રણમો ભવિ ભાવે, તિહુઅણ સેવિત ચરણાજી ॥ ભવ ભય ત્રાતા મંગલ દાતા, પાપ રજોહર ભરણાજી ॥ ૨ ॥ શ્રી આદીસર વચન સુણિને, પુંડરીક ગણધારજી ॥ આગમ રચના કીધી પોઢી, નય નિક્ષેપા ધારજી ॥ ચૈત્રી પૂનમને દિન આગમ, આરાધો ભવિ પ્રાણીજી ॥ આતમ નિર્મલતા વર ભાવો, કતક ફલ જીમ પાણીજી. ॥ ૩ ॥ શત્રુંજય સેવાનો રસિયો, વસિ-

યો ભવિ જન ચિત્તેજી ॥ ચઉવિહ સંઘનાં વિ-
ઘન હરેવા, ઉદ્યત અતિશય નિત્તેજી ॥ કવડ
યક્ષ જિન શાસન મંડપે, મંગલવેલિ વધારો
જી ॥ શ્રી વિજયરાજ સૂરીશ્વર સેવક, સફલ
કરો અવતારોજી ॥ ૪ ॥

---

૨

શત્રુંજય મહિમા, પ્રગટયો જેહથી સાર ॥
ચૈત્રી પૂનમ દિન, આપ્યો એહ ઉદાર ॥ રિ-
સહેસર સેવા, શિર વહો ધરી આણંદ ॥
તિહુઅણ ભવિ કૈરવ,[૫] વિપિન વિકાશન ચંદ
॥ ૧ ॥ જિનવર ઉપદેશે, ભરતાદિક નૃપ છેક ॥
શત્રુંજય શીખરે, ચૈત્ય કરાવ્યાં અનેક ॥ તે
જીન આરાધો, ભક્તિ ધરી અતિ છેક ॥
આતમ અનુભાવી, વાધે વૃદ્ધિ વિશેષ
॥ ૨ ॥ શત્રુંજય સિહરે, સમોસર્યા જિનરાજ ॥
આગમ નિસુણીને, ચૈત્રી તપ કરો સાર ॥ પું-
ડરિક મુનિસર પરે, લહેશો જય જયકાર ॥

---

૫ ચંદ્રવિકાશી કમળનું વન.

॥ ૩ ॥ ગોમુખ ચક્કેશરી, શાસન ચિંતાકારી ॥ રિસહેસર સેવા, રસિકવસે સુખધારા ॥ ॥ વિમલાચલ સેવક, વિઘન નિવારો માઈ॥ શ્રી વિજયરાજ સૂરિ, શિષ્ય કહે ચિત્ત લાઇ ॥ ૪॥

---

૩

શ્રી શત્રુંજય મંડણ, રિસહ જિણેસર દેવ ॥ સુર નર વિદ્યાધર, સારે જેહની સેવ ॥ સિદ્ધાચલ શિખરે, સોહાકર શ્રૃંગાર ॥ શ્રી નાભિ નરેસર, મરૂદેવી રો મલ્હાર ॥ ૧ ॥ એ તીરથ જાણી, જિન ત્રેવિશ ઉદાર ॥ એક નેમ વિના સવિ, સમવસર્યા સુખકાર ॥ ગિરિ કડણે આવી, પહોતા ગઢ ગિરનાર ॥ ચૈત્રી પૂનમ દિને, તે વંદૂ જયકાર ॥ ૨ ॥ જ્ઞાતાધર્મકથાંગે, અંતગડ સૂત્ર મઝાર ॥ સિદ્ધાચલ સિધ્યા, બોહલા બહુ અણગાર ॥ તે માટે એ ગિરિ, સવિ તીરથ શિરદાર ॥ જિણ ભેટે થાવે, સુખ સંપત્તિ વિસ્તાર ॥ ૩ ॥ ગોમુખ ચક્કેસરી, શાસનની રખવાલી ॥ એ

તીરથ ફેરી, સાન્નિધ્ય કરે સંભાલી ॥ ગિરૂઓ જસ મહિમા, સંપ્રતિ કાળે જાસ ॥ શ્રી જ્ઞાનવિમળસૂરિ, નામે લીલ વિલાસ ॥ ૪ ॥

---

૪

પ્રણમો ભવિયો રિસહ જિણેસર, શત્રુંજય કેરો રાયજી ॥ વૃષભ લંછન જસ ચરણ સોહે, સોવન વરણી કાયજી ॥ ભરતાદિક શત પુત્રતણો જે, જ[૧]નક અયોધ્યા રાયજી ॥ ચૈત્રી પૂનમને દિન જેહના, મહોટા મહોત્સવ થાયજી ॥ ૧ ॥ અષ્ટાપદ ગિરિ શિવપદ પામ્યા, શ્રી રિસહેસર સ્વામીજી ॥ ચંપાયે વસુપુજ્ય નરેસર, નંદન શિવ ગતિ ગામીજી ॥ વીર અપાપાપુર ગિરનારે, સિધ્ધા નેમ જિણંદાજી ॥ વીશ સમેતગિરિ શિખરે પહોતા, એમ ચોવીશે વંદાજી ॥ ૨ ॥ આગમના ગમતા પરે જાણો, સવિ વિષનો કરે નાશજી ॥ પાપ તાપ વિષ દૂરે કરવા, નિશિ દિન જેહ

---

૧ પિતા—ઋષભદેવ.

ઉપાસેજી ॥ મમતા કુંચૂકી કીજે અલગી, નિર્વિષતા આદરીયેજી ॥ ઇણિપરે સહજથકી ભવ તરીયે, જિમ શિવસુંદરી વરીએજી ॥ ॥ ૩ ॥ કવડ જક્ષ પ્રત્યક્ષ થઈને, જેહના [૨]પરતા પૂરેજી ॥ દોહગ દુર્ગતિ દુર્જનનો ડર, સંકટ સઘલાં ચૂરેજી ॥ દિન દિન દોલત દીપે અધિકી, જ્ઞાનવિમલ ગુણ નૂરજી ॥ જીતતણાં નિશાન વજાવો, બોધિબીજ ભરપૂરજી ॥ ૪ ॥

---

૫

સવિ મલિ કરી આવો, ભાવના ભવ્ય ભાવો ॥ વિમલગિરિ વધાવો, મોતીયાં થાળ લાવો ॥ જો હોય શિવ જાવો, ચિત્ત તો વાત ભાવો ॥ ન હોય દુશ્મન દાવો, આદિ પૂજા રચાવો ॥ ૧ ॥ શુભ કેશર ઘોલી, માંહે કર્પૂર ચોલી ॥ પહેરી સિત પટોળી, વાસીયે ગંધ ધૂલી ॥ ભરી પુષ્કર નોલી, ટાલિયે દુઃખ હોલી ॥ સવિ જિનવર ટોલી, પૂજિ-

---

૨ વાચ્છિત.

યે ભાવ ભોગી ॥ ૨ ॥ શુભ અંગ અગ્યાર, તેમ ઉપાંગ બાર ॥ વળી મૂળ સૂત્ર ચાર, નંદી અનુયોગદ્વાર ॥ દશ પયન્ના ઉદાર, છેદ ષટ વૃત્તિ સાર ॥ પ્રવચન વિસ્તાર, ભાષ્ય નિર્યુક્તિ સાર ॥ ૩ ॥ જય જય જયનંદા, જૈનદૃષ્ટિ સુરિંદા ॥ કરે પરમાનંદા, ટાળતા દુઃખ દંદા ॥ જ્ઞાનવિમળ સૂરિંદા, સાધ્ય મા-કંદ કંદા ॥ વર વિમળ ગિરિંદા, ધ્યાનથી નિત્ય ભદ્રા ॥ ૪ ॥

૬

ત્યાશી લાખ પૂરવ ઘરવાસે, વસીયા પરિકર યુક્તાજી ॥ જનમ થકી પણ દેવતરૂ ફૂલ, ક્ષીરોદધિ જળ ભોક્તાજી ॥ મઈસુઅ ઓહિ નાણુ સંયુત્ત, નયણ વયણ કજ ચંદા જી ॥ ચાર સહસશું દીક્ષા શીક્ષા, સ્વામી ઋષભ જિણંદાજી ॥ ૧ ॥ મનપર્યવ તવ નાણ ઉપન્યું, સંયત લિંગ સહાવાજી ॥ અઢિય દ્વીપમાં સન્નિ પંચેંદ્રિય, જાણે મનો-ગત ભાવાજી ॥ દ્રવ્ય અનંતા સૂક્ષ્મ તીરછી

અઢારશેં ખિત્ત ઠાયાજી ॥ પલિય અસંખ્ય ભાગ ત્રિકાલિક, દ્રવ્ય અસંખ્ય પરજાયાજી ॥ ૨ ॥ ઋષભ જિણેસર કેવળ પામી, રયણ સિંહાસણ ઠાયાજી ॥ અનભિલાપ્ય અભિલાપ્ય અનંતા, ભાગ અનંત ઉચ્ચરાયાજી ॥ તાસ અનંતમે ભાગે ધારી, ભાગ અનંતે સૂત્રજી ॥ ગણધર રચિયાં આગમ પૂજી, કરીયે જનમ પવિત્રજી ॥ ૩ ॥ ગોમુખ જક્ષ ચક્કેસરી દેવી, સમકિત શુદ્ધ સોહાવેજી ॥ આદિ દેવની સેવ કરંતી, શાસન શોભ ચઢાવેજી ॥ શ્રદ્ધા સંયુત જે વ્રતધારી, વિઘન તાસ નિવારેજી ॥ શ્રી શુભવીરવિજય પ્રભુ ભગતે, સમરે નિત્ય સવારેજી ॥ ૪ ॥

---

૭

શાંતિ સુહંકર સાહિબો, સંયમ અવધારે ॥ સુમતિને ઘરે પારણું, ભવપાર ઉતારે ॥ વિચરંતા અવની તળે, તપ ઉગ્ર વિહારે ॥

૧ પર્યાયો.

જ્ઞાન ધ્યાન એક તાનથી, તિર્યંચને તારે ॥ ૧ ॥ પાસ વીર વાસુપૂજ્યને, નેમ મલ્લિ કુમારી ॥ રાજ્યવિહૂણા એ થયા, આપે વ્રતધારી ॥ શાંતિનાથ પ્રમુખા સવિ, લહી રાજ્ય નિવારી ॥ મલ્લિ નેમ પરણ્યા નહિ, બીજા ઘરબારી ॥ ૨ ॥ કનક કમળ પગલાં ઠવે, જગ શાંતિ કરીજે ॥ રયણ સિંહાસન બેસીને, ભલી દેશના દીજે ॥ યોગાવંચક પ્રાણિયા, ફળ લેતાં રીઝે ॥ પુષ્કરાવર્તના મેઘમાં, મગશેર[2]લ ન ભીંજે ॥ ૩ ॥ ક્રોડવદન શુકરારૂઢો, શ્યામરૂપે ચાર ॥ હાથ બીજોરૂં કમલ છે, દક્ષિણ કર સાર ॥ જક્ષ ગરૂડ વામ [3]પાણીએ, નકુલાક્ષ વખાણે ॥ નિર્વાણીની વાત તો, કવિ વીર તે જાણે ॥ ૪ ॥

---

## અથ શ્રી નેમિનાથની સ્તુતિ.

દુરિત ભય નિવારં, મોહ વિધ્વંસકારં ॥

---

૨ મગશેલીઓ પત્થર. ૩ ડાબે હાથે.

ગુણવંત અવિકારં, પ્રાપ્ત સિદ્ધિ સુદારં ॥ જિ-
નવર જયકારં, કર્મ સંકલેશ હારં ॥ ભવ
જલનિધિ તારં, નૌમિ નેમી કુમારમ્ ॥ ૧ ॥
અડ જીનવરમાતા, સિદ્ધિ સૌધે પ્રયાતા ॥
અડ જિનવર માતા, સ્વર્ગ ત્રીજે વિખ્યાતા ॥
અડજિન વરમાતા, પ્રાપ્ત માહેંદ્ર સ્થાના ॥
ભવ ભય જિન ત્રાતા, સંતને સિદ્ધિ દાતા ॥
॥ ૨ ॥ ઋષભ જનક જાવે, નાગ સુરભાવ
પાવે ॥ ઇશાન સગ કહુંવે, શેષ કાંતા સમાવે ॥
પદમાસન સુહાવે, નેમ આધંત પાવે ॥
શેષ કાઉસ્સગ્ગ ભાવે, સિદ્ધિ સૂત્રે પઠાવે ॥
॥ ૩ ॥ વાહન પુરૂષ જાણી, કૃષ્ણવર્ણે પ્રમા-
ણી ॥ ગોમેધને પદ્દપાણી, સિંહ બેઠી વરા-
ણી ॥ તનુ કનક સમાણી, અંબિકા ચાર
પાણી ॥ નેમ ભગતિ ભરાણી, વીર વિજયે
વખાણી ॥ ૪ ॥

---

## અથ શ્રી પાર્શ્વનાથજીની સ્તુતિ.

પાસ જિણંદા વામાનંદા, જબ ગરભે ફૂ-

લી ॥ સુપના હવે અર્થ વિશેષે, કહે મઘ- વા મલી ॥ જિનવર જાયા સુર હુલરાયા, હુવા રમણિ પ્રિયે ॥ નેમી રાજી ચિત્ત વિ- રાજી, વિલોકિત વ્રત લીયે ॥ ૧ ॥ વીર એ- કાકી ચાર હજારે, દીક્ષા ધુર જિનપતિ ॥ પા સને મલ્લિ ત્રય[૪] શત સાથે, બીજા સહુસે વ્રતી ॥ ષટ શત સાથે સંયમ ધરતા, વાસુ- પૂજ્ય જગ ધણી ॥ અનુપમ લીલા જ્ઞાન ર- સીલા, દેજો મુજને ઘણી ॥ ૨ ॥ જિનમુખ દીઠી વાણી મીઠી, સુર તરૂ વેલડી ॥ દ્રાખ વિહાસે ગઇ વનવાસે, પીલે રસ સેલડી ॥ સાકર સેતી તરણા લેતી, મુખે પશુ ચાવતી ॥ અમૃત મીઠું સ્વર્ગે દીઠું, સુરવધૂ ગાવતી ॥ ૩ ॥ ગજ મુખ દક્ષો વામન યક્ષો, મસ્તકે ફણાવલી ॥ ચાર તે બાંહી, કચ્છપ[૫] વાહી, કાયા જસ શામળી ॥ ચઉ કર પ્રૌઢા નાગા- રૂઢા, દેવી પદ્માવતી ॥ સોવન કાંતિ પ્રભુ ગુ ણ ગાતી, વીર ઘરે આવતી ॥ ૪ ॥

---

૪ ત્રણશેં. ૫ કાચબાના વાહનવાળી.

# અથ શ્રી વીરજીન સ્તુતિ.

વીર જગત્પતિ જન્મજ થાવે, નંદન નિશ્ચિત શિખર રહાવે, આઠ કુમારી ગાવે ॥ આઠ ગજદંતા હેઠે વસાવે, રૂચક ગિરીથી છત્રીશ જાવે, દ્વીપ રૂચક ચઉભાવે ॥ છપ્પન દિગ્‌કુમરી હુલશાવે, સૂતી[1] કરમ કરી નિજ ઘર પાવે, શક્ર સુઘોષા વજાવે ॥ સિંહનાદ કરિ જયોતિષી આવે, ભવન વ્યંતર શંખ પડહે મિલાવે, સુરગિરિ જન્મ મહ્હાવે ॥ ૧ ॥ ઋષભ તેર શશિ સાત કહીજે, શાંતિનાથ ભવ બાર સુણીજે, મુનિસુવ્રત નવ કીજે ॥ નવ નેમીશ્વર નમન કરીજે, પાસ પ્રભુના દસ સમરીજે, વીર સત્તાવીશ લીજે ॥ અજિતાદિક જિન શેષ રહીજે, ત્રણ્ય ત્રણ્ય ભવ સઘળે ઠવીજે, ભવ સમકિતથી ગણીજે॥ જિનનામ બંધ નિકાચિત કીજે, ત્રીજે ભવ તપ ખંતી ધરીજે, જિનપદ ઉદયે સીઝે ॥૨॥

---

૧ સુવાવડ.

આચારાંગ આદે અગ અગ્ચાર, ઉવવાઈ આદે ઉપાંગ તે બાર, દશ પયંન્ના સાર ॥ ૭ છેદ સૂત્ર વિચિત્ર પ્રકાર, ઉપગારી મૂલ સૂત્ર તે ચાર, નંદિ અનુયોગ દ્વાર ॥ એ પીસ્તાલીશ આગમ સાર, સુણતાં લહીયે તત્ત્વ ઉદ્ધાર, વસ્તુ સ્વભાવ વિચાર ॥ વિષયભુજંગિની વિષ અપહાર, એ સમો મંત્ર ન કો સંસાર, વીરશાસન જયકાર ॥ ૩ ॥ નકુલ બીજોરૂં હાથ કર ઝાલી, માતંગ સુર શામ કંતી તે-[2]જાલી, વાહન ગજ શૂંઢાલી ॥ સિંહ ઉપર બેઠી રઢીયાળી, સિદ્ધાયિકા દેવી લટકાળી, હરિતાભા ચાર ભુજાલી ॥ પુસ્તક અભયા જમણે ઝાલી, માતુલિંગ ને વીણા રસાળી, વામ ભુજા નહિં ખાલી ॥ શુભ ગુરૂ ગુણ પ્રભુ ધ્યાન ઘટાળી, અનુભવ નેહશું દેતી તાલી, વીર વચન ટંકશાળી ॥ ૪ ॥

---

૨ તેજસ્વી.

# અથ પંડિત શ્રી વીરવિજય જીકૃત શ્રી શત્રુંજય મહિમાગર્ભિત નવાણું પ્રકારી પૂજા પ્રારંભ.

॥ દોહા ॥

॥ શ્રીશંખેશ્વર પાસજી, પ્રણમી શુભ-ગુરૂ પાય ॥ વિમલાચલ ગુણ ગાયશું, સમરી શારદ માય ॥ ૧ ॥ પ્રાયે એ ગિરિ શાશ્વતો, મહિમાનો નહિં પાર, પ્રથમ જિણંદ સમો-સર્યા, પૂર્વ નવાણું વાર ॥ ૨ ॥ અઢીય દ્વીપમાં એસમો, તીર્થ નહી ફલદાય, કલિ યુગકલ્પતરૂ વડો, મુક્તાફલશું વધાય ॥ ૩ ॥ યાત્રા નવાણુ જે કરે, ઉત્કૃષ્ટે પરિણામ, પૂજા નવાણું પ્રકારની, રચતાં અવિચલ ધામ ॥૪॥ નવકલશે અભિષેક નવ, એમ એકાદશ વાર, પૂજાદીઠ શ્રીફલ પ્રમુખ, એમ નવાણું પ્રકાર ॥૫॥

॥ પૂજા ॥ ઢાલ, જુંબખડાની દેશી ॥

॥ યાત્રા નવાણું કરીયેં સલુણા, કરિયેં પંચ સનાત ॥ સુનદાકો કત નમો ॥ ગણુણું લખ નવકાર ગણુી જેં, હોય અઠમ છઠ સાત ॥ ॥ સુ૦ ॥ ૧ ॥ રથ યાત્રા પ્રદક્ષિણા દીજેં પૂજા નવાણું પ્રકારે ॥ સુ૦ ॥ ધુપ દીપ ફુલ નૈવેદ્ય મૂકી, નમિયેં નામ હજાર ॥ સુ૦ ॥ ॥ ૨ ॥ આઠ અધિક શત ટુંક ભલેરાં, મહો ટાં તિહાં એકવીશ ॥ સુ૦ ॥ શત્રુંજયગિરિ ટુંક એ પહેલું, નામ નમો નિશદીસ ॥ સુ૦॥ ॥ ૩ ॥ સહસ અધિક અઠ મુનિવર સાથે, બાહુબલી શિવઠામ ॥ સુ૦ ॥ બાહુબલી ટુંક નામ એ બીજું, ત્રીજું મરૂદેવી નામ ॥ ॥ સુ૦ ॥ ૪ ॥ પુંડરિકગિરિ નામ એ ચોથું, પાંચ કોડી મુનિ સિદ્ધ ॥ સુ૦ ॥ પાંચમું ટુંક રેવત ગિરિ કહિયેં, તેણે એ નામ પ્રસિદ્ધ ॥ સુ૦ ॥ ૫ ॥ વિમલાચલ સિદ્ધરાજ ભગીરથ, પ્રણમીજે સિદ્ધ ક્ષેત્ર ॥ સુ૦ ॥ છ-રીપાળી એણે ગિરિ આવી, કરિયે જન્મ

પવિત્ર ॥સુ૦॥ ૬॥ પૂજાયે પ્રભુ રીજવું રે, સાધું કાર્ય અનેક ॥ સુ૦ ॥ શ્રીશુભવીર હૃદયમાં વસજો, અલબેલા ઘડી એક ॥સુ૦॥૭॥

॥ અથ કાવ્યં ॥ દ્રુતવિલંબિતવૃત્તમ્ ॥

॥ ગિરિવરં વિમલાચલનામકં, ઋષભમુખ્યજીનાં ઘ્રિપવિત્રિતં ॥ હૃદિ નિવેશ્ય જલૈર્જિનપૂજનં, વિમલમા કરોમિ નિજાત્મકં ॥ ॥ ૧ ॥ એ કાવ્ય પ્રત્યેક પૂજા દીઠ કહેવું ॥

॥ અથ મંત્રઃ ॥

॥ૐ હ્રીં શ્રીં ॥ પરમ પુરુષાય પરમેશ્વરાય, જન્મજરામૃત્યુનિવારણાય શ્રીમતે જિનેંદ્રાય, જલાદિકં યજામહે સ્વાહા ॥ એ મંત્ર પણ પ્રત્યેક પૂજા દીઠ કહેવો ॥ ઇતિ પ્રથમ પૂજાભિષેકે ઉત્તરપૂજા સમા૦ ॥

---

## ॥ અથ દ્વિતીયપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

॥ એકેકું ડગલું ભરે, ગિરિસન્મુખ ઉજમાળ॥
કોડિ સહસ ભવનાં કર્યાં, પાપ ખપે તતકાલ ॥૧ ॥

૯૯ । રાગ પૂર્વી ॥ ઘડી ઘડી સાંભરે ॥
॥ શાંતિ સલુણા ॥ એ દેશી ॥

॥ ગિરિવર દરિસણ વિરલા પાવે, પૂરવ સંચિત કર્મ ખપાવે ॥ ગિરિ૦ ॥ ઋષભ જિનેશ્વરપૂજા રચાવે, નવનવે નામે ગિરિગુણ ગાવે ॥ ગિરિ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ સહસ્ત્ર કમલને મુક્તિનિલય ગિરિ, સિદ્ધાચલ શતકૂટ કહાવે ॥ ગિરિ૦ ॥ ઢંક કદંબને કોડિ નિવાસો, લોહિત તાલધ્વજ સુર ગાવે ॥ ॥ ગિરિ૦ ॥ ૨ ॥ ઢંકાદિક પંચ કૂટ સજીવન સુર નર મુનિ મલી નામ થપાવે ॥ ગિરિ૦ ॥ રયણખાણ જડી બૂટી ગુફાઓ, રસકૂંપિકા ગુરૂ ઇહાં બતાવે ॥ ગિરિ૦ ॥ ૩ ॥ પણ પુણ્યવંતા પ્રાણી પાવે, પુણ્ય કારણ પ્રભુપૂજા રચાવે ॥ ગિરિ૦ ॥ દશ કોડી શ્રાવકને જમાડે, જૈન તીર્થ યાત્રા કરી આવે ॥ ગિરિ૦ ॥ ૪ ॥ તેથી એક મુનિ દાન દિયંતાં, લાભ ઘણો સિદ્ધાચલ થાવે ॥ ગિરિ૦ ॥ ચંદ્રશેખર નિજ

ભગિની ભોગી, તે પણ એ ગિરિ મોક્ષે જાવે ॥ ગિરિ૦ ॥ ૫ ॥ ચાર હત્યારા નર પરદારા, દેવ ગુરૂદ્રવ્ય ચોરી ખાવે ॥ ગિરિ૦ ॥ ચૈત્રી કાર્તિકી પૂનમ યાત્રા, તપ જપ ધ્યાનથી પાપ જલાવે ॥ ગિરિ૦ ॥ ૬ ॥ ઋષભસેન જિન આદે અસંખ્યા, તીર્થંકર મુગતિસુખ પાવે ॥ ॥ ગિરિ૦ ॥ શિવવહૂ વરવા મંડપ એ ગિરિ, શ્રીશુભવીર વચન રસ ગાવે ॥ ગિરિ૦ ॥૭॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ ર્હીં શ્રી ॥ પરમ૦ ॥ ઇતિ દ્વિતીયાભિષકે ઉત્તરપૂજા સમાપ્તા ॥ ૨ ॥

---

## ॥ અથ તૃતીયપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

॥ નેમિ વિના ત્રેવીશ પ્રભુ, આવ્યા વિમલગિરિંદ ॥ ભાવી ચોવીશી આવશે, પદ્મનાભાદિ જિણંદ ॥ ૧

॥ ઢાલ ॥ મનમોહન મેરે ॥ એ દેશી ॥

॥ ધન ધન તે જગ પ્રાણિયા, મનમોહન મેરે ॥ કરતા ભક્તિ પવિત્ર ॥ મ૦ ॥ પુણ્યરાશિ મહાબલ ગિરિ ॥ મ૦ ॥ દૃઢશક્તિ શતપત્ર ॥ મ૦ ॥૧॥ વિજયાનંદ વખાણિયે ॥ મ૦ ॥ ભદ્રંકર મહાપીઠ ॥મ૦॥ સુરગિરિ મહાગિરિ પુણ્યથી ॥ મ૦ ॥ આજ મેં નજરે દીઠ ॥ મ૦ ॥ ૨ ॥ એંશી યોજન પ્રથમારકે[1] ॥ મ૦ ॥ સિત્તેર સાઠ પચાસ ॥ મ૦ ॥ બાર યોજન સાત હાથનો ॥ મ૦ ॥ છઠ્ઠે પોહોળો પ્રકાશ ॥મ૦॥ ૩ ॥ પંચમ કાળે પામવો ॥ મ૦ ॥ દુલહો પ્રભુદેદાર ॥ મ૦ ॥ એકેંદ્રિય વિકલેંદ્રિમાં ॥ મ૦ ॥ કાઢયો અનંતો કાલ ॥ મ૦ ॥ ૪ ॥ પંચેંદ્રિય તિર્યંચમાં ॥ મ૦ ॥ નહીં સુખનો લવલેશ ॥ મ૦ ॥ ઘૂણાક્ષર ન્યાયે લહ્યો ॥ મ૦ ॥ નરભવ ગુરૂ ઉપદેશ ॥ મ૦ ॥ ૫ ॥ બહુશ્રુત ચરણની સેવના ॥ મ૦ ॥ વસ્તુધર્મ

---

૧ પહેલે આરે.

ઓલખાણ ॥ મ૦ ॥ આતમસ્વરૂપ રમણે રમે ॥ મ૦ ॥ ન કરે જૂઠ ડફાણ ॥ મ૦ ॥ ૬ ॥ કારણે કારજ નીપજે ॥ મ૦ ॥ દ્રવ્ય તે ભાવ નિમિત્ત ॥ મ૦ ॥ નિમિત્તવાસી આતમા ॥ મ૦ ॥ બાવના ચંદન શીત ॥ મ૦ ॥ ૭ ॥ અન્વયવ્યતિરેકે કરી ॥ મ૦ ॥ જિનમુખ દરશનરંગ ॥ મ૦ ॥ શ્રી શુભવીર સુખા સદા ॥ મ૦ ॥ સાધક કિરિયા અસંગ ॥ મ૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીં શ્રીં ॥ પરમ૦ ॥ ઇતિ તૃતીયાભિષેકે ઉત્તરપૂજા સમાપ્તા ॥ સર્વગાથા ॥૩૨॥

---

## ॥ અથ ચતુર્થપુજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

શેત્રુંજી નદી ન્હાઇને, મુખ બાંધી મુખકોશ ॥ દેવયુગાદિ પૂજીયે, આણી મન સંતોષ ॥ ૧ ॥

॥ ઢાલ ॥ અની હાંરે વહાલોજી વાયે છે વાંસળી રે ॥ એ દેશી ॥

॥ અની હાંરે વહાલો વસે વિમલાચલે રે, જિહાં હુઆ ઉદ્ધાર અનંત ॥ વા૦ ॥ ॥ અ૦ ॥ વહાલાથી નહિ વેગલા રે, મુને વહાલો સુનંદાનો કંત ॥ વા૦ ॥ ૧ ॥ અ૦ ॥ આ અવસર્પિણી કાલમાં રે, કરે ભરત પ્રથમ ઉદ્ધાર ॥ વા૦ ॥ અ૦ ॥ બીજો ઉદ્ધાર પાટ આઠમે રે, કરે દંડવિરજ ભૂપાલ ॥ વા૦ ॥ ॥ ૨ ॥ અ૦ ॥ સીમંધર વચણા સુણી રે, ત્રીજો કરે ઈશાનેંદ્ર ॥ વા૦ ॥ અ૦ ॥ સાગર એક કોડી અંતરે રે, ચોથો ઉદ્ધાર માહેંદ્ર ॥ વા૦ ॥ ૩ ॥ અ૦ ॥ દશ કોડી વલી સાગરે રે, કરે પંચમ પંચમ[1] ઇંદ્ર ॥ વા૦ ॥ ॥ અ૦ ॥ એક લાખ કોટી સાગરે રે, ઉદ્ધાર કરે ચમરેંદ્ર ॥ વા૦ ॥ ૪ ॥ અ૦ ॥ બત્રીસ સાગર ઉદ્ધાર તે સાતમો રે, આઠમો વ્યંતરેંદ્રનો

---

૧ બ્રહ્મેંદ્ર.

સાર ॥ વા૦ ॥ અ૦ ॥ તે અભિનંદન ચંદ્ર- પ્રભુસગે રે, કરે ચદ્રજસા ઉદ્ધાર ॥ વા૦ ॥ ॥ ૫ ॥ અ૦ ॥ નંદન શાંતિજિણંદના રે, ચક્રાયુધ દશમ ઉદ્ધાર ॥ વા૦ ॥ અ૦ ॥ અ- ગીયારમો રામચંદ્રનો રે, બારમો પાંડવનો ઉ- દ્ધાર ॥ વા૦ ॥ ૬ ॥ અ૦ ॥ વીશ કોડિ મુ- નિ સાથે પાંડવા રે, ઇહાં વરિયા પદ મહા- નંદ ॥ વા૦ ॥ અ૦ ॥ મહાનંદ કર્મસૂડણ કે- લાશ છે રે, પુષ્પદંત જયંત આનંદ ॥ વા૦ ॥ ॥ ૭ ॥ અ૦ ॥ શ્રીપદ હસ્તગિરિ શાશ્વતો રે, એ નામ તે પરમ નિધાન ॥ વા૦ ॥ અ૦ ॥ શ્રી શુભવીરની વાણીયે રે, ધરી કાન કરો બહુમાન ॥ વા૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥

॥ અથ ॥ મંત્રઃ ॥

॥ ૐ હ્રીં શ્રીં ॥ પરમ૦ ॥ ઇતિ ચતુર્થા- ભિષેકે ઉત્તરપૂજા સમાપ્તા ॥ સર્વગાથા ॥૪૧॥

## ॥ અથ પંચમપૂજા પ્રારંભઃ ॥

॥ દોહો ॥

ચોથે આરે એ થયા, સવિ મહોટા ઉદ્ધાર ॥ સૂક્ષ્મ ઉદ્ધાર વચ્ચે થયા, કહેતાં નાવે પાર ॥ ૧ ॥

॥ ઢાળ ॥ તેજે તરણિથી વડો રે ॥

॥ એ દેશી ॥

સંવત એક અઠ્ઠોતરે રે, જાવડશાનો ઉદ્ધાર ॥ ઉદ્ધરજો મુજ સાહિબા રે, નાવે ફેરી સંસાર હો જિનજી ॥ ભક્તિ હૃદયમાં ધારજો રે, અંતર વૈરી વારજો રે, તારજો દીન દયાળ ॥ ૧ ॥ એ આંકણી ॥ બાહડમંત્રીયે ચૌદમો રે, તીરથે કર્યો ઉદ્ધાર ॥ બાર તેરોત્તર વર્ષમાં રે, વશ શ્રીમાળી સાર હો જિનજી ॥ ભક્તિ૦ ॥ ૨ ॥ સંવત તેર એકોત્તરે રે, સમરો શા ઓશવાળ ॥ ન્યાયદ્રવ્યવિધિ શુદ્ધતા રે, પન્નરમો ઉદ્ધાર હો જિનજી ॥ ભક્તિ૦ ॥ ૩ ॥ પન્નરસે સત્યાશીયે રે, સોલમો એ ઉદ્ધાર ॥ કર્મશાયે કરાવીયો રે, વરતે

છે જય જયકાર હો જિનજી ॥ ભક્તિ૦ ॥૪।
સૂરિ દુપ્પસહ ઉપદેશથી રે, વિમળવાહન-
ભૂપાળ ॥ છેલ્લો ઉદ્ધાર કરાવશે રે, સાસય-
ગિરિ ઉજમાળ હો જિનજી ॥ ભક્તિ૦ ॥૫॥
ભવ્યગિરિ સિદ્ધશેખરો રે, મહાજસ ને મા-
લ્યવંત ॥ પૃથ્વીપીઠ દુઃખહર ગિરિ રે, મુ-
ક્તિરાજ મણિકંત હો જિનજી ॥ ભક્તિ૦ ॥૬॥
મેરૂ મહીધર એ ગિરિ રે, નામે સદા સુખ
થાય ॥ શ્રીશુભવીરને ચિત્તથી રે, ઘડીયનમેં
મહેલ્લણુ જાય હો જિનજી ॥ ભક્તિ૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીઁ શ્રીઁ ॥ પરમ૦ ॥ ઇતિ પંચમા-
ભિષેકે ઉત્તરપૂજા સમાપ્તા ॥ સર્વગાથા ॥૪૯॥

## ॥ અથ ષષ્ઠપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

સિદ્ધાચલ સિદ્ધિ વર્યા, ગૃહિ મુનિલિંગે
અનંત ॥ આગે અનંતા સિજઝશે, પૂજો ભવિ
ભગવંત ॥ ૧ ॥

॥ ઢાળ ॥ ચતુરેમેં ચતુરી કોણ જગતકી ॥
॥ મોહુની ॥ એ દેશી ॥

સખરેમેં સખરી કોણ, જગતકી મોહુની॥ ઋષભ જિનંદકી પડિમા, જગતકી મોહુની ॥ રયણમય મૂર્ત્તિ ભરાઈ, જગતકી મોહુની ॥ હાંહાંરે જગ૦ ॥ પ્યારે લાલ, જગતકી મો· હુની ॥ એ આંકણી ॥ ભરતે ભરાઇ સોય, પ્રમાના લે કરી ॥ કચનગિરિયે બેઠાઈ, દે· ખત દુનિયાં ઠરી ॥ હાંહાંરે દેખત૦ ॥ પ્યા૦ ॥ દેખ૦ ॥ ૧ ॥ સખરે૦ ॥ સાતમોદ્ધારમેં ચક્રીસગર, સુર ચિંતવી ॥ દુઃખમકાળ વિ· ચાર, ગુફામેં જા ઠવી ॥ હાંહાંરે ગુફા૦ ॥ પ્યા૦ ॥ ગુ૦ ॥ દેવ દેવી હર રોજ, પૂજનકું જાવતે ॥ પૂજાકો ઠાઠ બનાય, સાંચુ ગુણ ગા વતે ॥ હાંહાં રે સાંચુ૦ ॥ પ્યા૦ ॥ સાંચુ૦ ॥ ॥ ૨ ॥ સખરે૦ ॥ અપછરા ઘૂંઘટ ખોલકે, આગે નાચતે ॥ ગીત ગાન ઓર તાન, ખડા હરિ દેખતે ॥ હાંહાં રે ખડા૦ ॥પ્યારે૦॥ખ૦॥

જિનગુણ અમૃત પાનસેં, મગન ભઇ ઘડી ॥
ઠમ ઠમ ઠમકે પાઉ, બલૈયાં લે ખડી ॥ હાં
હાં રે બલૈ૦ ॥ પ્યા૦ બ૦ ॥ ૩ ॥ સખરે૦॥
યા રીત ભક્તિ મગનસેં, સુર સેવા કરે ॥
સુર સાન્નિધ્ય નર દર્શન, ભવ ત્રીજે તરે ॥
॥ હાંહાં રે ભવ૦ ॥ પ્યા૦ ॥ ભ૦ ॥ પશ્ચિમ
દિશા સોવન્ન, ગુફામેં આદહુતે ॥ તિને કંચન
ગિરિ નામકે, દુનિયાં બોલતે ॥ હાંહાં રે કે
દુનિ૦ ॥ પ્યા૦ ॥ દુ૦ ॥ ૪ ॥ સખરે૦
આનંદ ઘર પુણ્ય કંદ, જયાનંદ જાણીયે ॥
પાતાલમૂલ વિભાસ, વિશાળ બખાનીયે ॥
હાંહાં રે વિશા૦ ॥ પ્યારે૦ ॥ વિ૦ ॥ જગતા-
રણ અકલંક, એ તીરથ માનીયે ॥ શ્રી શુભ
વીર વિવેકે, પ્રભુકુ પીછાનીયે ॥ હાંહાં રે પ્ર
ભુ૦ ॥ પ્યા૦ ॥ પ્રભુ૦ ॥ ૫ ॥ સખરે૦ ॥
॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥
॥ અથ મંત્રઃ ॥
॥ ॐ હ્રીં શ્રીં ॥ પરમ૦ ઇતિ ષષ્ઠાભિષેકે
ઉત્તરપૂજા સમાપ્તા ॥ સર્વ ગાથા ॥ ૫૪ ॥

## ॥ અથ સપ્તમપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

નમિ વિનમિ વિદ્યાધરા, દોય કોડિ સુ- નિરાય ॥ સાથે સિદ્ધિવધૂ વર્યા, શત્રુંજય સુ- પસાય ॥ ૧ ॥

॥ ઢાલ ॥ સહસાવનમાં એક દિન

॥ સ્વામિ ॥ એ દેશી ॥

આવ્યાં છું[1] આશ ભર્યાં રે, વાલાજી અમે આવ્યાં છું આશભર્યાં ॥ એ આંકણી ॥ નમિ પુત્રી ચોસઠ મલીને, ઋષભ પાઉં પર્યાં ॥ કરજોડી વિનયે પ્રભુ આગે, એમ વયણાં ઉચ્ચર્યાં રે ॥ વા૦ ॥ ૧ ॥ નમિ વિનમી જે પુત્ર તુમારા, રાજ્યભોગ વિસર્યાં ॥ દિનદયાળે લીધો પામી, આજ લગે વિચર્યાં રે ॥ વા૦ ॥ ૨ ॥ બાહુશજય ઉમગી પ્રભુ પાસે, આવે કાજ સર્યાં ॥ અમે પણ તાતજી કારજ સાધ્યું, સાન્નિધ્ય આપ કર્યાં રે ॥ વા૦ ॥ ૩ ॥ એમ

---

૧ છીએ.

વહંતી પાગે ચઢંતી, અણુસણ ધ્યાન ધર્યાં॥ કેવળ પામી કર્મને વામી, જ્યોતસેં જ્યોતિ મિળ્યા રે ॥ વા૦ ॥ ૪ ॥ એક અવગાહને સિદ્ધ અનંતા, દુગ[1] ઉપયોગ વર્યાં ॥ ફરસિત દેશ પ્રદેશ અસંખિત, ગુણાકાર કર્યાં રે ॥ ॥ વા૦ ॥ ૫ ॥ અકર્મક મહાતીરથ હેમગિ-રિ, અનંતશક્તિ ભર્યાં ॥ પુરૂષોત્તમને પર્વત રાજા, જ્યોતીરૂપ ધર્યાં રે ॥ વ૦ ॥ ૬ ॥ વિલાસભદ્ર સુભદ્ર એ નામે, સુણતાં ચિત્ત ઠર્યાં ॥ શ્રીશુભવીર પ્રભુઅભિષેકે, પાતક દૂર હર્યાં રે ॥ વા૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥

॥ અથ મંત્ર ॥

॥ ૐ હ્રીં શ્રીં ॥ પરમ૦ ॥ ઇતિ સપ્તમા-સિદ્ધે ઉત્તરપૂજા સમાપ્તા ॥ સર્વગાથા ॥૬૩॥

## ॥ અથાષ્ટમપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

દ્રાવિડને વારિખિલ્લજી, દશકોડી અણગા-

---

[1] કેવળજ્ઞાન અને દર્શન એ બે

૨ ॥ સાથે સિદ્ધિ વધૂ વર્યા, વંદૂં વારંવાર ॥ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ તોરણ આઈ કયૂં ચલે રે ॥
॥ એ દેશી ॥

ભરતને પાટે ભૂપતિ રે, સિદ્ધિ વર્યા એણે ઠાય ॥ સલૂણા ॥ અસંખ્યાતા તિહાં લગે રે, હુઆ અજિત જિનરાય ॥ સલૂણા ॥ ૧ ॥ જેમ જેમ એ ગિરિ ભેટીયે રે, તેમ તેમ પાપ પલાય ॥ સ૦ ॥ અજિત જિનેશ્વર સાહિબો રે, ચોમાસુ રહિ જાય ॥ સ૦ ॥ જે૦॥ ॥ ૨ ॥ સાગરમુનિ એક કોડિશું રે, તોડ્યા કર્મના પાસ ॥ સ૦ ॥ પાંચ કોડિ મુનિરાજશું રે, ભરત લહ્યા શિવવાસ ॥ સ૦ ॥ જે૦ ॥ ॥ ૩ ॥ આદિથી ઉપકારથી રે, સત્તરકોડી સાથ ॥ સ૦ ॥ અજિતસેન સિદ્ધાચલે રે, ઝાલ્યો શિવવહૂ હાથ ॥ સ૦ ॥ જે૦ ॥ ૪ ॥ અજિતનાથ મુનિ ચૈત્રની રે, પૂનમે દશહજાર ॥ સ૦ ॥ આદિત્યયશા મુક્તિ વર્યા રે, એક લાખ અણગાર ॥ સ૦ ॥ જે૦ ॥ ૫ ॥

અજરામર ક્ષેમંકરૂ રે, અમરકેતુ ગુણકંદ ॥
॥ સ૦ ॥ સહસ્રપત્ર શિવકરૂ રે, કર્મક્ષય તમોકંદ ॥ સ૦ ॥ જે૦ ॥ ૬ ॥ રાજ રાજેશ્વર એ ગિરિ રે, નામ છે મંગલ રૂપ ॥ સ૦ ॥ ગિરિવર રજતરૂમંજરી રે, શીશ ચઢાવે ભૂપ ॥ સ૦ ॥ જે૦ ॥ ૭ ॥ દેવયુગાદિ પૂજતાં રે, કર્મ હોએ ચકચૂર ॥ સ૦ ॥ શ્રીશુભવીરને સાહિબા રે, રહેજો હેડા હજુર ॥ સ૦ ॥ જે૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીં શ્રીં ॥ પરમ૦ ॥ ઇતિ અષ્ટમાભિષેકે ઉત્તરપૂજા સમાપ્તા ॥ સર્વગાથા ॥ ૭૨

---

## ॥ અથ નવમપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

॥ રામ ભરત ત્રણુ કોડિશું, કોડિ મુનિ શ્રીસાર ॥ કોડિ સાઢિ આઠ શિવ વર્યા, સાંબ પ્રદ્યુમ્ન કુમાર ॥ ૧ ॥

॥ ઢાલ ॥ ઉચોને અલબેલો રે, કામણગારો કાનુડો ॥ એ દેશી ॥

સિદ્ધાચલશિખરે દીવો રે ॥ આદિશ્વર અલબેલો છે ॥ જાણુ દર્શન અમૃત પીવો રે ॥ આ૦ ॥ શિવ સોમજસાની લારે રે ॥આ ॥ તેર કોડિ મુનિ પરિવારે રે ॥ આ૦ ॥ સિ૦ ॥ ॥ ૧ ॥ કરે શિવરાંદરીનું આણું રે ॥આ૦॥ નારદજી લાખ એકાણું રે ॥ આ૦ ॥ વસુદેવની નારી પ્રસિદ્ધ રે ॥ આ૦ ॥ પાત્રીશ હજાર તે સિદ્ધિ રે ॥ આ૦ ॥ સિ૦ ॥ ૨ ॥ લખ બાવનને એક કોડિ રે ॥ આ૦ ॥ પંચાવન સહસને જોડી રે ॥ આ૦ ॥ સાતશેં સત્યોતેર સાધુ રે ॥ આ૦ ॥ પ્રભુ શાંતિ ચોમાસું કીધું રે ॥ આ૦ ॥ સિ૦ ॥ ૩ ॥ તવ એ વરિયા શિવનારી રે ॥ આ૦ ॥ ચૌદ સહસ મુનિ દમિતારી રે ॥ આ૦ ॥ પ્રદ્યુમ્નપ્રિયા અચંભી રે ॥ આ૦ ॥ ચૌંઆલિશશે વેદર્ભી રે ॥ આ૦ ॥ સિ૦ ॥ ૪ ॥ થાવચ્ચા પુત્ર હજારે રે ॥ આ૦ ॥ શુક પરિવ્રાજક એ

ધારે રે ॥ આ૦ ॥ સેલગ પણસય વિખ્યાતે રે ॥ આ૦ ॥ સુભદ્રમુનિ સયસાતે રે ॥ આ૦ ॥ ॥ સિ૦ ॥ ૫ ॥ ભવ તરિયા તેણે ભવતારણ રે ॥ આ૦ ॥ ગજચંદ્ર મહોદય કારણ રે ॥ ॥ આ૦ ॥ સુરકાંત અચલ અભિનંદા રે ॥ ॥ આ૦ ॥ સુમતિ શ્રેષ્ઠા ભયકંદા રે ॥આ૦॥ ॥ સિ૦ ॥ ૬ ॥ ઈહાં મોક્ષ ગયા કેઇ કોટી રે ॥ આ૦ ॥ અમને પણ આશા મોટી રે ॥ ॥ આ૦ ॥ શ્રદ્ધા સંવેગે ભરિયો રે ॥ આ૦ ॥ મેં મોટો દરિયો તરિયો રે ॥ આ૦ ॥ સિ૦॥ ॥ ૭ ॥ શ્રદ્ધાવિણ કુણ ઇહાં આવેરે ॥આ૦ ॥ લઘુ જલમાં કેમ તે નાવે રે ॥ આ૦ ॥ તેણે હાથ હવે પ્રભુ ઝાલો રે ॥ આ૦ ॥ શુભવી- રને હઇડે વહાલો રે ॥ આ૦ ॥ સિ૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીં શ્રીં ॥ પરમં૦ ॥ ઇતિ નવમા ભિષેકે ઉત્તરપૂજા સમાપ્તા ॥ સર્વગાથા॥૮૧॥

## ॥ અથ દશમપૂજા પ્રારંભઃ ॥

### ॥ દોહા ॥

॥ કદંબ ગણધર કોડિશું, વળિ સંપ્રતિ જિનરાજ ॥ થાવચ્ચા તસ ગણધરૂ, સહુસશું સિદ્ધયાં કાજ ॥ ૧ ॥

### ॥ ઢાળ ॥ ધન્ય ધન્ય જિનવાણી ॥

### ॥ એ દેશી ॥

॥ એમ કેઈ સિદ્ધિ વર્યા મુનિરાયા, નામથી નિર્મળ કાયા રે ॥ એ તીરથ તારૂ ॥ જાલી મયાલીને ઉવયાલી, સિદ્ધયા અનશન પાલી રે ॥ એ૦ ॥ ૧ ॥ દેવકી પટ્ નંદન જીહાં સિદ્ધયા, આતમ ઉજ્જવલ કીધા રે ॥ ॥ એ૦ ॥ ઉજ્જવલગિરિ મહાપદ્મ પ્રમાણો, વેશ્વાનંદ વખાણો રે ॥ એ૦ ॥ ૨ ॥ વિજય ભદ્ર ને ઇંદ્ર પ્રકાશો, કહીયે કપર્દીવાસો રે ॥ એ૦ ॥ મુક્તિ નિકેતન કેવલદાયક, સ્વર્ગ-ગેરિ ગુણલાયક રે ॥ એ૦ ॥ ૩ ॥ એ નામે ભય સઘલા નાસે, જયકમલા ઘરવાસે રે ॥

॥ એ૦ ॥ શુકરાજા નિજ રાજયવિલાસી, ધ્યાન ધરે ષટ્ માસી રે ॥ એ૦ ॥ ૪ ॥ દ્રવ્ય સેવનથી સાજા તાજા, જેમ કુકડો ચંદ રાજા રે ॥ એ૦ ॥ ધ્યાતા ધ્યેય ધ્યાન પદ એકે, ભાવથી શિવફલ ટેકે રે ॥ એ૦ ॥ ૫ ॥ ડાલને છંડી બ્રહ્મને વળગો, જાણુ ન થાયે અલગો રે ॥ એ૦ ॥ મૂલ ઉર્ધ્વ અધ શાખા ચારે, છંદપુરાણે વિચારે રે ॥ એ૦ ॥ ૬ ॥ ઇંદ્રિય ડાલાં વિષય પ્રવાલાં, જાણંતા પણ બાલા રે ॥ એ૦ ॥ અનુભવ અમૃત જ્ઞાનની ધારા, જિનશાસન જયકારા રે ॥ એ૦ ॥ ૭ ॥ ચાર દોષ કિરિયા છંડાણી, યોગાવંચક પ્રાણી રે ॥ એ૦ ॥ ગિરિવર દર્શન ફરસન યોગે, સંવેદનને વિયોગે રે ॥ એ૦ ॥ ૮ ॥ નિર્જરતો ગુણ શ્રેણુ ચઢતો, ધ્યાનાંતર જઈ અડતો રે ॥ એ૦ ॥ શ્રીશુભવીર વસે સુખમોજે સિવસુંદરીની સેજે રે ॥ એ૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ॐ હ્રીં શ્રીં ॥ પરમ૦ ॥ ઇતિ દશમાભિષેકે ઉત્તરપૂજા સમાપ્તા ॥ સર્વગાથા ॥૯૧॥

---

## ॥ અથ એકાદશપૂજા પ્રારંભઃ ॥

॥ દોહા ॥

॥ શત્રુંજય ગિરિમંડણો, મરૂદેવાનો નંદ ॥ યુગલા ધર્મ નિવારકો, નમો યુગાદિ જિણંદ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ વીરકુંવરની વાતડી કેને કહિયે ॥ એ દેશી ॥

તીરથની આશાતના, નવિ કરીયે ॥ નવિ કરીયે રે નવિ કરિયે, ધુપધાન ઘટા અનુસરિયે, તરિયે સંસાર ॥ તીરથ૦ ॥ ૧ ॥ ॥ એ આંકણી ॥ આશાતના કરતાં, થકાં ધનહાણી ॥ ભૂખ્યાં ન મલે અન્ન પાણી, કાયા વળી રોગે ભરાણી, આ ભવમાં એમ ॥તી૦॥

॥ ૨ ॥પરભવ પરમાધામીને, વશ પડશે ॥ વેતરણી નદીમાં ભળશે, અગ્નિને કુંડે બલશે, નહીં સરણું કોય ॥ તી૦ ॥ ૩ ॥ પૂરવ નવાણું નાથજી, ઈહાં આવ્યા ॥ સાધુ કેઇ મોક્ષ સધાવ્યા, શ્રાવક પણ સિદ્ધિ સુહાવ્યા, જપતાં ગિરિ નામ ॥ તી૦ ॥ ૪ ॥ અષ્ટોત્તર શતકૂટ એ, ગિરિઠામે ॥ સૌંદર્ય યશોધર નામે, પ્રીતિમંડણ કામુક કામે, વળી સહજાનંદ ॥ તી૦ ॥ ૫ ॥ મહેંદ્રધ્વજ સરવારથ, સિદ્ધ કહિયે ॥ પ્રિયંકર નામ એ લહિયે, ગિર શીતલ છાંહે રહિયે, નિત્ય કરીયે ધ્યાન ॥ ॥ તી૦ ॥ ૬ ॥ પૂજા નવાણું પ્રકારની, એમ કીજે ॥ નરભવનો લાહો લીજે, વળી દાન સુપાત્રે દીજે, ચઢતે પરિણામ ॥ તી૦ ॥૭॥ સેવન ફલ સંસારમાં, કરે લીલા ॥ રમણી ધન સુંદર બાળા, શુભવીર વિનોદ વિશાલા, મંગલ શિવમાલ ॥ તી૦ ॥ ઇતિ એકાદશાભિષેકે ઉત્તરપૂજા સમાપ્તા ॥

## ॥ અથ કળશ ॥

॥ ધન્યાશ્રીરાગેણ ગીયતે ॥

॥ ગાયો ગાયો રે વિમલાચલ તીરથ ગાયો, પર્વતમાં જેમ મેરૂ મહીધર, મુનિમંડળ જિનરાયો ॥ તરૂગણમાં જેમ કલ્પતરૂવર, તેમ એ તીર્થ સવાયો રે ॥ વિ૦ ॥ ૧ ॥ યાત્રા નવાણુ અમે ઇહાં કીધી, રંગ તરંગ ભરાયો ॥ તીરથગુણ મુક્તાફલ માલા, સંઘને કંઠે ઠવાયો રે ॥ વિ૦ ॥ ૨ ॥ શેઠ હેમાભાઇ હુકુમ લઇને, પાલીતાણા શિર ઠાયો ॥ મોતીચંદ મલુકચંદરાજયે, સંઘ સકલ હરખાયો રે ॥ વિ૦ ॥ ૩ ॥ તપગછ સિંહસૂરીસર કેરા, સત્યવિજય સત્ય પાયો ॥ કપૂરવિજયગુરૂ ખિમાવિજય તસ, જસવિજય મુનિરાયો રે ॥ ॥ વિ૦ ॥ ૪ ॥ શ્રી શુભવિજય સુગુરૂ સુપસાયે, શ્રુતચિંતામણિ પાયો ॥ વિજયદેવેંદ્ર સૂરીસર રાજ્યે, પૂજા અધિકાર રચાયો રે ॥ ॥ વિ૦ ॥ ૫ ॥ પૂજા નવાણુંપ્રકારી રચાવો, ગાવો એ ગિરિરાયો ॥ વિધિયોગે એ પૂરણ

પ્રગટે, તવ હુઠવાદ હુઠાયો રે ॥ વિ૦ ॥ ૬ ॥ વેદ (૪) વસુ (૮) ગજ (૮) ચંદ્ર (૧) સંવત્સર, (૧૮૮૪) ચૈત્રી પૂનમ દિન ધ્યાયો ॥ પંડિત વીરવિજય પ્રભુધ્યાને, આતમ આપ ઠરાયો રે ॥ વિ૦ ॥ ૭ ॥ ઇતિ કળશ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥

॥ અથ મંત્રઃ ॥

॥ ૐ હ્રીં શ્રીં ॥ પં૦મ૦ ॥

॥ ઇતિ પંડિતશ્રીવીરવિજયજીકૃત શ્રી શત્રુંજયમહિમાગર્ભિત નવાણુંપ્રકારીપૂજા સંપૂર્ણા ॥ સર્વગાથા ॥ ૧૦૫ ॥

## ॥ અથ શ્રી સિદ્ધાચલજીનાં સ્તવનો. ॥

॥ રાગ વેલાવલ ॥

॥ તે દિન ક્યારે આવશે, શ્રી સિદ્ધાચલ જાશું ॥ ઋષભ જિણંદને પૂજવા, સૂરજકુંડમાં ન્હાશું ॥ તે૦ ॥ ૧ ॥ સમવસરણમાં બેસીને, જિનવરની વાણી ॥ સાંભલશું સાચે મને, પરમારથ જાણી ॥ તે૦ ॥ ૨ ॥ સ-

મકિત વ્રત સૂધાં[1] ધરી, સદ્ગુરૂને વંદી ॥ પાપ સરવ આલોઇને, નિજ આતમ નિંદી ॥ ॥ તે૦ ॥ ૩ ॥ પડિક્કમણાં દોય ટકનાં, કરશું મન કોડે ॥ વિષય કષાય વિસારીને, તપ કરશું હોડે ॥ તે૦ ॥ ૪ ॥ વહાલાને વેરી વિચ્ચે, નવિ કરશું વેહેરો[2] ॥ પરના અવગુણ દેખીને, નવિ કરશું ચેહેરો ॥ તે૦ ॥ ॥ ૫ ॥ ધરમ સ્થાનક ધન વાવરી, છક્કાયને હેતે ॥ પંચ મહાવ્રત લેઇને, પાલશું મન પ્રીતે ॥ તે૦ ॥ ૬ ॥ કાયાની માયા મેલીને, પરીસહને સહેશું ॥ સુખ દુઃખ સઘલાં વિચારીને, સમભાવે રહેશું ॥ તે૦ ॥ ૭ ॥ અરિહંત દેવને ઓલખી, ગુણ તેહના ગાશું ॥ ઉદયરતન ઈમ ઉચ્ચરે, ત્યારે નિર્મલ થાશું ॥ તે૦ ॥ ૮ ॥ ઇતિ ॥

( ૨ )

॥ આંખડીયે રે મેં આજ શેત્રુંજો દીઠો રે, સવા લાખ ટકાનો દહાડો રે, લાગે મુને મીઠો

---

૧ શુદ્ધ. ૨ અંતર.

રે ॥ એ આંકણી ॥ સફળ થયો રે મહારા મનનો ઉમાહો, વહાલા મારા ભવનો સાંસો[1] ભાંગ્યો રે ॥ નરક તિર્યંચ ગતિ દૂર નિવારી, ચરણે પ્રભુજીને લાગ્યો રે ॥ શેત્રુંજો દીઠો રે ॥ ૧ ॥ માનવ ભવનો લાહો લીજે ॥ વા૦॥ દેહડી પાવન કીજે રે ॥ સોના રૂપાને ફુલડે વધાવી, પ્રેમે પ્રદક્ષિણા દીજે રે ॥ શેત્રુ૦ ॥ ॥ ૨ ॥ દુધડે પખાલીને કેશરે ઘોલી ॥વા૦॥ શ્રી આદીશ્વર પૂજ્યા રે ॥ શ્રી સિદ્ધાચલ નયણે જોતાં, પાપ મેવાસી ધ્રુજયાં રે॥ શેત્રું૦ ॥ ૩ ॥ શ્રીમુખ સુધર્મા સુરપતિ આગે ॥ ॥ વા૦ ॥ વીર જિણંદ ઇમ બોલે રે ॥ ત્રણ ભુવનમાં તીરથ મ્હોટું, નહિં કોઈ શેત્રુંજા તોલે રે ॥ શેત્રું૦ ॥ ૪ ॥ ઇંદ્ર સરીખા એ તીરથની ॥ વા૦ ॥ ચાકરી ચિત્તમાં ચાહે રે ॥ કાયાની તો કાસલ કાઢી; સૂરજકુંડમાં નાહે રે ॥ શેત્રું૦ ॥ ૫ ॥ કાંકરે કાંકરે શ્રી સિદ્ધક્ષેત્રે ॥ વા૦ ॥ સાધુ અનંતા સીધા રે॥

---

૧ સંશય.

તે માટે એ તીરથ મ્હોટું, ઉદ્ધાર અનંતા કીધા રે ॥ શેત્રું૦ ॥ ૬ ॥ નાભિરાયા સુત નયણે જોતાં ॥ વા૦॥ મેહ અમીરસ વુઠયારે ॥ ઉદયરતન કહે આજ મ્હારે પોતે, શ્રી આદીશ્વર તુઠયા રે ॥ શેત્રુંજો૦ ॥સવા૦॥ ૭ ॥ઇતિ॥

( ૨ )

॥ ગરબાની દેશીમાં ॥

શ્રીસિદ્ધાચલમંડણ સ્વામી રે, જગજીવન અંતરજામી રે, એ તો પ્રણમું હું શિરનામી ॥ જાત્રીડા જાત્રા નવાણું કરીયે રે, કરિયે તો ભવજલ તરિયે ॥ જાત્રી૦ ॥ ૧ ॥ શ્રીઋષભ જિનેશ્વરરાયા રે, જિહાં પૂર્વ નવાણું આયા રે; પ્રભુ સમવસર્યા સુખદાયા ॥ જાત્રી૦ ॥૨॥ ચૈત્રી પૂનમ દિન વખાણું રે, પાંચ કોડી પુંડરીક જાણું રે, જે પામ્યા પદ નિરવાણું ॥ ॥ જાત્રી૦ ॥ ૩ ॥ નમિ વિનમિ રાજા સુખ સાતે રે, બે કોડી સાધુ સંઘાતે રે, એ તો પહોતા પદ લોકાંતે ॥ જાત્રી૦ ॥ ૪ ॥ કાર્તિકી પૂનિમે કર્મને તોડી રે, જિહાં સિધ્યા મુનિ દ-

શ કોડી રે, તે તો વંદો બે કર જોડી ॥ જાત્રી૦ ॥ ૫ ॥ એમ ભરતેશ્વરને પાટેરે, અસંખ્યાતા મુનિ વાટે રે, પામ્યા મુગતિરમણી એ વાટે ॥ જાત્રી૦ ॥ ૬ ॥ દોય સહસ્ર મુનિ પરીવાર રે, થાવચ્ચા સુત સુખકાર રે, સચપંચ સેલંગ અણગાર ॥ જાત્રી૦ ॥ ૭ ॥ વલી દેવકીસુત સુજગીશ રે, સીધ્યા બહુ યાદવવંશ રે, તે પ્રણમો રે મન હંસ ॥ જાત્રી૦ ॥ ૮ ॥ પાંચ પાંડવ ઇણે ગિરિ આવ્યા રે, સિધ્યા નવ નારદ ઋષિ રાયા રે, વલી સાંબ પ્રદ્યુમ્ન કહાયા ॥ જાત્રી૦ ॥ ૯ ॥ એ તીરથ મહિમાવંત રે, જિહાં સીધ્યા સાધુ અનંત રે, ઈમ ભાંખે શ્રી ભગવંત ॥ જા૦ ॥ ॥ ૧૦ ॥ ઉજ્જવલગિરિ સમો નહિ કોય રે, તીરથ મેં સઘળાં જોય રે, જે ફરસ્યાં પાપ ન હોય ॥ જાત્રી૦ ॥ ૧૧ ॥ (૧) એકલઆહારી (૨) સચિત્ત પરિહારી રે, (૩) પદચારી ને (૪) ભૂમિ સંથારી રે, (૫) શુદ્ધ સ-

મકિત ને (૬) બ્રહ્મચારી ॥ જાત્રી૦ ॥ ૧૨ ॥ એમ છહરી જે નર પાલે રે, બહુદાન સુ· પાત્રે આલે રે, તે જનમ મરણ ભય ટાળે ॥ ॥ જાત્રી૦ ॥ ૧૩ ॥ ધન્ય ધન્ય તે નરને નારી રે, ભેટે વિમલાચલ એક તારી રે, જા· ઉં તેહની હું બલિહારી ॥ જાત્રી૦ ॥ ૧૪ ॥ શ્રી જિનચન્દ્રસૂરિ સુપસાયે રે, જિનહર્ષ હો ય ઉચ્છાયે રે, ઇમ વિમલાચલગુણ ગાયે ॥ ॥ જાત્રી૦ ॥ ૧૫ ॥ ઇતિ ॥

( ૪ )

॥ ધોળની દેશીમાં ॥

શેત્રુંજે જઇયે ને પાવન થઇયે, યાત્રા ન· વાણું કરીયે રે ॥ ચાલો શેત્રુંજે જઇયે ॥ ॥ એ આંકણી ॥ ડુંગર ચડતાં ને હરખજ ધરતાં, જઇને ગભારામાં રહિયે રે ॥ ચાલો૦ ॥ ૧ ॥ સૂરજકુંડમાં દેહ પખાળી, નાઇને નિર્મલ થઇયે રે ॥ ચાલો૦ ॥ ભીમજ કુંડ· માં કલશજ ભરીયે, સોનાની શિરિયે વધાવો રે ॥ ચાલો૦ ॥ ૨ ॥ પાના મંગાવોને આગી

રચાવો, ઘણો અબિર ચડાવો રે ॥ ચાલો૦ ॥ ફૂલ મગાવોને હાર ગુંથાવો, પ્રભુજીને કંઠે ચઢાવો રે ॥ ચાલો૦ ॥ ૩ ॥ સુખડ કેશર ચંદન ઘસાવો, નવ અંગે પૂજા કરાવો રે ॥ ॥ ચાલો૦ ॥ અગર ઉખેવો ને ભાવના ભાવો નીચું નીચું શીશ નમાવો રે ॥ ચાલો૦॥૪॥ બેઠા સિંહાસણ હુકુમ ચલાવે, ઉપર છત્ર ધરાવે રે ॥ ચાલો૦ ॥ ખિમાવિજય મુનિ ગુરૂ સુપસાયા, ઋષભ તણા ગુણ ગાયા રે ॥ ચાલો૦ ॥ ૫ ॥ ઇતિ ॥

( ૫ )

॥ ચાલો સખી સિદ્ધાચલ જઇયે, ચાલો સખી વિમલાચલ જઇયે ॥ કે ગિરિવર દેખી સુખ લઇયે, કે પાલીતાણે જઈ રહિયે ॥ ચાલો૦ ॥ ૧ ॥ કે એ ગિરિયાત્રાયે જે આવે, કે ભવ ત્રીજે સિદ્ધિ જાવે, કે અજરામર પદવી પાવે ॥ ચાલો૦ ॥ ૨ ॥ કે યાત્રા નવાણું કરિયે, કે નવકાર લાખ ખરા ગણિયે, કે ભવ સાગર સહેજે તરિયે ॥ ચાલો૦ ॥ ૩ ॥ કે છ

કે અઠ્ઠમ કાયા કસિયે, કે મોહરાજા સામે ધસિયે, કે વેગે શિવપુરમાં વસિયે ॥ ચાલો૦ ॥ ૪ ॥ કે સર્વ તીરથનો એ રાજા, કે સૂરજકુંડમાં જળ તાજા, કે રોગીયા નર હોય તે સાજા ॥ ચાલો૦ ॥ ૫ ॥ કે કેશર ચંદન ઘશી ઘોળી, કે કસ્તુરી બરાસ ભેળી, કે પૂજો સર્વ મળી ટોળી ॥ ચાલો૦ ॥ ૬ ॥ કે પૂજીને ભાવના ભાવો, કે કેવળજ્ઞાન યુગલ પાવો, કે જો હોયે શિવપુરમાં જાવો ॥ચાલો૦॥ ॥ ૭ ॥ કે અઢાર અઠોત્તેરા વરસે, કે મહાવદી પંચમીને દિવસે, કે ભેટ્યા શ્રી આદીશ્વર ઉલટે ॥ ચાલો૦ ॥ ૮ ॥ કે એહ ઉત્તમ પદના સેવા, કે દેજો મુને દેવાધિદેવા, કે શિવ રૂપી લખમીને સુખ મેવા ॥ ચાલો૦ ॥ ૯ ॥

( ૬ )

ગિરિરાજકું સદા મેરી વંદના, જિનકો દર્શન દૂર્લભ દેખી, કીધી કર્મ નિકંદના ॥ ગિરિ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ વિષય કષાય તાપ ઉપશમીયો, જિમ મલે બાવન ચંદના રે

॥ ગિરિ૦ ॥ ૨ ॥ ધન ધન તે દિન કબહી રે હોશે, થાશે તુમ મુખ દર્શના ॥ ગિરિ૦॥૩॥ તિહાં વિશાલ ભાવ પણ હોવે, જિહાં તુજ પદકજ ફરસના રે ॥ ગિરિ૦ ॥ ૪ ॥ વલી વલી દરિસન વહેલું લહીયે, એહ વિરહ નિત ભાવના રે ॥ ગિરિ૦ ॥ ૫ ॥ ચિત્ત માં હેથી કબહુ ન વિસારૂં, તુમ ગુણ ગણની ધ્યાવના રે ॥ ગિરિ૦ ॥ ૬ ॥ ભવ ભવ એહિજ ચિત્તમાં ચાહું, મેરે ઓર નહિ વિચારણા રે ॥ ગિરિ૦ ॥ ૭ ॥ ચિત્ત રમે દિન માવતની પરે, બાહોરી ન હોય ઉત્તારણા રે ॥ ગિરિ૦ ॥ ૮ ॥ જ્ઞાનવિમલ પ્રભુ પૂરણ કૃપાથી, સુશ્રેણિક બોધ સુવાસના રે ॥ ગિરિ૦

( ૭ )

॥ વિવેકી વિમલાચલ વસિયે, તપ જપ કરી કાયા કસીયે, ખોટી માયાથી ખસીયે ॥ ॥ વિ૦ ॥ વસી ઉનમારગથી ખસીએ ॥ ॥ વિ૦ ॥ ૧ ॥ માયા મોહનીયે મોહ્યા, કોણ રાખે રણમાં રોયો, આ નરભવ એળે ખોયો

॥ વિ૦ ॥ ૨ ॥ બાલલીલાયે હુલરાયો, જો- વન યુવતીયે ગાયો, તોયે તૃપ્તિ નવિ પાયો ॥ વિ૦ ॥ ૩ ॥ રમણી ગીત વિષય રા- ચ્યો, મોહની મદિરાયે માચ્યો, નવ નવ વેશ કરી નાચ્યો ॥ વિ૦ ॥ ૪ ॥ આગમવાણી સ- મી આશી, ભવજલધિ માંહિ વાસી, રોહિત મત્સ્ય સમો થાશી ॥ વિ૦ ॥ ૫ ॥ મોહની જાલને સંહારે, આપ કુટુંબ સકલ તારે, વ- રણવીયે તે સંસારે ॥ વિ૦ ॥ ૬ ॥ સંસારે કૂડી માયા, પંથશિરે પંથી આયા, મૃગતૃષ્ણા જલને ધાયા ॥ વિ૦ ॥ ૭ ॥ ભવદવ તાપ લહી આયા, પાંડવ પરિકર મુનિરાયા, શી- તળ સિદ્ધાચલ છાયા ॥ વિ૦ ॥ ૮ ॥ ગુરૂ ઉપદેશ સુણી ભાવે, સંઘ દેશો દેશથી આ- વે, ગિરિવર દેખી ગુણ ગાવે ॥ વિ૦ ॥ ૯ ॥ સંવત અઢાર ચોરાશીયે, માઘ ઉજ્જવલ એ- કાદશીયે, વાંદ્યા પ્રભુજી વિમલ વસિયે ॥ વિ૦ ॥ ૧૦ ॥ જાત્રા નવાણું અમે કરીયે, ભવ ભવ પાતિકડાં હરિયે, તીર્થ વિના કહો કિમ

તરીયે ॥ વિ૦ ॥ ૧૧ ॥ હંસ મયૂરા ઇણે ઠામે, ચકવા શુક પિક પરિણામે, દર્શને દેવ ગતિ પામે ॥ વિ૦ ॥ ૧૨ ॥ શેત્રુંજી નદિયે નાઈ, કહે સુર સાંનિધદાયી, પણુસય ચાપ ગુહા ઠાઈ ॥ વિ૦ ॥ ૧૩ ॥ રયણમય પડિમા પૂજે, તેનાં પાતિકડાં ધ્રૂજે, તે નર સીઝે ભવે ત્રીજે ॥ વિ૦ ॥ ૧૪ ॥ સાસય ગિરિ રાયણ પગલાં, ચઉમુખ આદે ચૈત્ય ભલાં, શ્રીશુભ વીર નમે સઘલાં ॥ વિ૦ ॥ ૧૫ ॥ ઇતિ ॥

( ૮ )

॥ મેં ભેટયા નાભિકુમાર, અખીઆં સફલ ભઇ ॥ મે ભેટયા૦ ॥ નેંના[1] સફલ ભઈ॥ મેં ભેટયા૦ ॥ એ આંકણી ॥ તીરથ જગમાં છે ઘણાં રે, તેહમાં એ છે સાર ॥ શેત્રુંજા સમ તીરથ નહીં રે, તુરત તરત ભવપાર ॥ અખીયાં૦ ॥ ૧ ॥ જુગલા ધર્મ નિવારિયા રે, તીન ભુવન તું સાર ॥ સોવન વરણી દેહ છે રે, વૃષભ લાંછન મનોહાર ॥ અખીયાં૦ ॥

૧ નેત્ર.

૨ ॥ સોરઠ મંડણ તું પ્રભુ રે, સકલ કરમ કરે દૂર ॥ કેવલ લખમી પામવા રે, વંછિત લીલા પૂર ॥ અખીયાં૦ ॥ ૩ ॥ ગિરિવર ફરસ્યો ભાવશું રે, સફલ કીયો અવતાર ॥ શ્રી જિનહરખ પસાયથી રે, સંઘ સદા સુખકાર ॥ અખીયાં૦ ॥ ૪ ॥ ઘણા દિવસની ચાહ હતી રે, દેખન પ્રભુ દીદાર ॥ રત્નસુંદર પાઠક કહે રે, અવિચલ લીલ અપાર ॥ અખીયાં૦ ॥ ૫ ॥ ઇતિ ॥

( ૯ )

॥ એ તો સકલ તીરથનો રાય, મોહોટો ગિરિવર કહેવાય ॥ એહની જાત્રા પુન્યે થાય ॥ મનોહર મિત્ર એ ગિરિ સેવો, દુનિયામાં દેવ નહી એવો ॥ મ૦ ॥ એ આંકણી ॥ ૧ ॥ સુર નર વિદ્યાધર આવે, એ તો જાત્રા કરે મન ભાવે ॥ હાંરે એહનું સમકિત નિરમલ થાવે ॥ મ૦ ॥ ૨ ॥ સોનાને રૂપાનાં ફૂલ, મોતી માણેક રત્ન અમૂલ ॥ ગિરિ વધાવો બહુ મૂલ ॥ મ૦ ॥ ૩ ॥ કેસર સૂખડ

ને કપૂર, ગિરિ પૂજે ઉગમતે સૂર ॥ તેનાં કર્મ થાયે ચકચૂર ॥ મ૦ ॥ ૪ ॥ સૂરજ કુંડમાં જે નાયે, ભવોભવનાં પાતક જાયે ॥ એની દેહી કનકમય થાયે ॥ મ૦ ॥ ૫ ॥ મેતો પૂજ્યા શ્રી ઋષભ જિણંદા, મુજ હઇડે અતિહી આણંદા ॥ મુખ સોહે પૂનમકેરો ચંદા ॥ મ૦ ॥ ૬ ॥ મન જાણીને લાભ અનંત, આવ્યા ત્રેવીસે ભગવંત ॥ કીધો સકલ કર્મનો અંત ॥ મ૦ ॥ ૭ ॥ શેત્રુંજો જે નયણે નિહાલે, નરક તિર્યંચ ગતિ નિવારે ॥ તેનો શિવરમણી કર ઝાલે ॥ મ૦ ॥ ૮ ॥ સઘવી તારાચંદનો સંઘ, ભૂખણદાસ મળ્યા મનરંગ ॥ એ તો જાત્રા કરે સર્વ સંઘ ॥મ૦॥ ॥ ૯ ॥ શ્રીવિધિપક્ષ ગચ્છપતિ રાયા, ઉદય સાગર સૂરિ સુપસાયા ॥ શિષ્ય તિલકચંદે ગુણ ગાયા ॥ મ૦ ॥ ૧૦ ॥

( ૧૦ )

॥ રાગ પ્રભાતી ॥

॥ ચાલોને પ્રીતમજી પ્યારા, શેત્રુંજે જ-

જંચ ॥ શેત્રુંજે જઈયે રે સ્વામી, શેત્રુંજે જઇયે ॥ ચાલો૦ ॥ એ આંકણી ॥ શું સંસારે રહ્યા છો મૂંઝી, દિન દિન તન છીજે ॥ આથ આભની છાયા સરખી, પોતાની કીજે ॥ ચા૦ ॥ ૧ ॥ જે કરવું તે પેહેલાં કીજે, કાલે શી વાતો ॥ અણચિંતવી આવી પડશે, સબલાની લાતો ॥ ચા૦ ॥ ૨ ॥ ચતુરાઈશું ચિતમાં ચેતી, હાથે તે સાથે ॥ મરણ તણાં નીશાણાં મહોટાં, ગાજે છે માથે ॥ ચા૦ ॥ ૩ ॥ માત મરૂદેવાનંદન નિરખી, ભવ સફલો કીજે ॥ દાનવિજય સાહેબના સેવા, એ સંબલ લીજે ॥ ચા૦ ॥ ૪ ॥

( ૧૯ )

॥ સિદ્ધાચલ સિદ્ધ સુહાવે, અનંત અનંત કહાવે, ભેદ પંદરથી શિવ જાવે, ગુણ અગુરૂ લઘુ નિપજાવે રે ॥ વિમલાચલ વેગે વધાવો ॥ ગિરિરાજતણા ગુણ ગાવો રે, જો હોવે શિવપૂર જાવો રે ॥ વિમ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ જિતારી અભિગ્રહ લીધો, દિન સાતમે ભો-

જન કીધો ॥ શુકરાજાયે રાજ તે લીધો, શત્રુંજય નામ તે દીધો રે ॥ વિ૦ ॥ ૨ ॥ દેવ દાનવ ઈણ ગિરિ આવે, જિનરાજને શીશ નમાવે ॥ સૂત્રમાંહે નાચ નચાવે, જોગાવંચક ફળ પાવે રે ॥ વિ૦ ॥ ૩ ॥ વિદ્યાચારણ મુનિ વરિયા, મર્કટ ફળ જલ સંચરિયા ॥ આકાશ પવનરેં ચલિયા, દેખી હેમગિરિ હેઠા ઉતરિયા રે ॥ વિ૦ ॥ ૪ ॥ પ્રભુ દેખીને આનંદ પાવે, જિનરાજને શીશ નમાવે ॥ દેવ સાથે ભાવના ભાવે, પછી ઇચ્છિત સ્થાનકે જાવે રે ॥ વિ૦ ॥ ૫ ॥ જ્ઞાન દર્શન જેહથી લહિયે, નવમો શ્રાવક ગુણ વાહયે ॥ સંસારની રીતે રહિયે, જિનશાસન તીરસ કહિયે રે ॥ વિ૦ ॥ ૬ ॥ સહુ તીરથનો એ રાજા, સૂર્યકુંડમાં જળ તાજા ॥ નહાતાં જિન આનંદ ભાજા, હુઓ કુકડો તે ચંદરાજા રે ॥ ॥ વિ૦ ॥ ૭ ॥ એ તીરથ ભેટણ કાજે, ગુજરાતનો સંઘ સમાજે ॥ પંથે પંથે વિસામો છાજે, ગિરિ દેખી વધાવે ઉલ્લાસે રે ॥ વિ૦॥

॥ ૮ ॥ અઢાર તિહુંતેરા વર્ષે, માર્ગશિર વદિ તેરશ દિવસે ॥ ભેટ્યા આદીસર ઉલ્લાસે, જાણું ભવજળ પાર ઉતરશે રે ॥ વિ૦ ॥૯॥ ગિરિ દેખી લોચન ઠરિયાં, ચક્કેસરી વીર કેસરીયા ॥ જાય કેતકી વૃક્ષ લહેરીયાં, શેત્રુંજે નદી જળ ભરીયાં રે ॥ વિ૦ ॥ ૧૦ ॥ રાય ભરત રતન બિંબ ઠાવે, ચક્કેસરી યાત્રા કરાવે ॥ તે ત્રીજે ભવે શિવ જાવે, શુભવીર વચન રસ ગાવે રે ॥ વિ૦ ॥ ૧૧ ॥ ઇતિ ॥

( ૧૨ )

આવો ગિરિ સિદ્ધાચળ જઇએ, પાપ હુરી નિર્મળ થઇએ ॥ કુમતિ કદાગ્રહ તજીએ, આવો ગિરિ સિદ્ધાચળ જઇએ ॥ ૧ ॥ તારણ તીરથ દો કહીએ, થાવર જંગમને લહીએ ॥ લોકોત્તરને નિત ભજીએ ॥ આવો૦ ॥ ॥ ૨ ॥ પરમપદ અલવાણે પય ચરીએ, પુન્ય ઘણું લાભે ભરીએ ॥ સિદ્ધ અનંતા કાંકરીએ ॥ આવો૦ ॥ ૩ ॥ સોના રૂપાને ફુલે, મુગતાફળ અમુલખ મૂલે ॥ પૂજીને નામ ન-

હીં ભૂપે ॥ આવો૦ ॥ ૪ ॥ ચડીએ ગિરિવર અનુક્રમે, અંતર ધ્યાન રસે રમીએ ॥ મારૂદેવા નંદને નમીએ ॥ આવો૦ ॥ ૫ ॥ રાચણ હેઠળ જિનરાયા, પૂરવનવાણું ઈહાં આયા ॥ લળી લળી તસ પ્રણમું પાયા ॥ આવો૦ ॥ ૬ ॥ સૂરજકુંડમાં જળે નાહ્યશું, પેરણ ખીરોદક આણું ॥ આંગી રચી જિન ગુણ ગાશું ॥ આવો૦ ॥ ૭ ॥ તીરથ દર્શને ફરીએ, જોગ ઉપાધી દૂરે કરીએ; લાભ અનતો એણે ગિરિએ ॥ આવો૦ ॥ ૮ ॥ ગામ બગોદરેથી આવે, સંઘવી સંઘવણ મન ભાવે ॥ જિનગુણ માળા કંઠે ઠાવે ॥ આવો૦ ॥ ॥ ૯ ॥ ઓગણીશે બીલોતેર[1] વરસે, ઉજવલ પોષની છઠ દીવસે ॥ જિનવર ભેટી મન ઉલસે ॥ આવો૦ ॥ ૧૦ ॥ દેવકી નંદન અનુસરીએ, ઉજખાઝાળે જળ ભરીએ ॥ સિદ્ધ શિલા કાઉસ્સગ્ગ ધરીએ ॥ આવો ॥ ૧૧ ॥

---

૧ સંવત ૧૯૦૨

ભાવે ડુંગર ચિત્ત લાયા, સિદ્ધવડની શિતળ છાયા ॥ જાણું માવડલી માયા ॥ આવો૦ ॥ ॥ ૧૨ ॥ વિમળાચલ ફરશે પ્રાણી, જીવ ભવિક હોવે નાણી ॥ રિખવ કહે વરે શિવરાણી ॥ આવો૦ ॥ ૧૩ ॥ ઇતિ ॥

( ૧૩ )

ડુંગર પ્યારો મેં તો મોતીડે વધાવું રે, (૨) ડુંગર ફરસીત પાપ મીટત હે, ગિરિવર નીરખત આનંદ થાઉં રે ॥ ડુંગર૦ ॥ ॥ ૧ ॥ કાંકરે કાંકરે સિદ્ધા અનંતા, આદિનાથતણા ગુણ ગાઉં રે ॥ ડુંગર૦ ॥ ૨ ॥ સૂરજકુંડમાં નાહી નિર્મળ થઈ રે, કરી પૂજાને આંગી રચાવું રે ॥ ડુંગર૦ ॥ ૩ ॥ હાથીની પોળમાં અરિહંતજીને દેહરે રે, ધરી નૈવેદ્યને ભાવના ભાવું રે ॥ ડુંગર૦ ॥ ૪ ॥ નથુ કલ્યાણ કવી દીપનો શ્રાવક, કહે શ્રદ્ધાથી સમકિત પાઉં રે ॥ ડુંગર૦ ॥ ૫ ॥

( ૧૪ )

તુમે તો ભલે બિરાજોજી, શ્રી સિદ્ધાચળ

કે વાસી, સાહિબ ભલે બિરાજોજી ॥ એ આંકણી ॥ મારૂદેવીનો નંદન રૂડો, નાભિનરિંદ મલ્હાર ॥ જુગલા ધર્મ નિવારણ આવ્યા, પૂર્વ નવાણું વાર ॥ તુમે તો૦ ॥ ૧ ॥ મૂળદેવને સનમુખ રાજે, પુંડરિક ગણધાર ॥ પંચ કોડશ્યું ચૈત્રીપુનમે, વરીઆ શિવવધુ સાર ॥ તુમે તો૦ ॥ ૨ ॥ સહસકોટ દક્ષિણ બિરાજે, જિનવર સહસ ચોવીશ ॥ ચઉદશે બાવન ગણધરનાં, પગલાં પૂજો જગીશ ॥ ॥ તુમે તો૦ ॥ ૩ ॥ પ્રભુ પગલાં રાયણ હેઠે, પૂજી પરમાનંદ; અષ્ટાપદ ચઉવીસ જિનેશ્વર, સમેત વીશ જિણંદ ॥ તુમે તો૦ ॥ ૪ ॥ મેરૂ પર્વત ચૈત્ય ઘણેરા, ચઉમુખ બિંબ અનેક ॥ બાવનજિનાલય દેવળ નિરખી, હરખ લહુ અતિરેક ॥ તુમે તો૦ ॥ ૫ ॥ સહેસફણા ને શામળા પાસજી, સમવસરણ મંડાણ ॥ છીપાવસીને ખડતરવસી કાંઇ, પ્રેમાવસી પરમાણ ॥ તુમે તો૦ ॥ ૬ ॥ સંવત અઢાર ઓગણ પચાસે, ફાગણ અષ્ટમી દીન ॥ ઉજ્જવ

પક્ષે ઉજ્વળ હુઓ, ગિરિ ફરસ્યા મુજ મન ॥ તુમે તો૦ ॥ ૭ ॥ ઈત્યાદિક જિનબિંબ નિહાળી. સાંભળી સિદ્ધની શ્રેણ ॥ ઉત્તમ ગિરિવર કેણીપેરે વિસર, પદ્મવિજય કહે જેણ ॥ તુમે તો૦ ॥ ૮ ॥

( ૧૫ )

॥ એકવીશાની દેશી ॥

સુખકારી રે, સિદ્ધાચળ ગુણ ગેહ રે ॥ ભવિ પ્રણમો રે, હૃદય ધરી બહુ નેહ રે ॥ ॥ ત્રુટક ॥ બહુ નેહ આણી એહ જાણી, સકલ તીરથ સેહરો ॥ શ્રી ઋષભ દેવ જિણંદ પૂજી, પૂર્વ સવિ દુષ્કૃત હરો ॥ અસુર સુર મુનિરાજ કિન્નર, જાસ દરસન અહિલસે[૨] ॥ જેહનું ફરસન કરી ભવિ જન, મુગતિ સુખમાં ઉલ્લસે ॥ ૧ ॥ ઢાલ ॥ આદિસર રે, વિહરંતા જગમાંહિ રે ॥ સિદ્ધાચળ રે, આવી સમોસર્યા ત્યાંહિ રે ॥ ત્રુટક ॥ ત્યાંહિ ગણધર પુંડરિકને, ભુવન ગુરૂ ઇમ ઉપદિશે ॥ તુમ

૨ ઇચ્છે.

ન.મથી એ તીર્થ કેરો, અધિક મહિમા થા-
થશે ॥ સાત કર્મ તોડી મોહ મોડી, લહી કે-
વલનાણ રે ॥ ચૈત્રી પૂનમ દિવસે ઇણે ગિરી,
પામશો નિર્વાણ રે ॥ ૨ ॥ ઢાલ ॥ ઇમ નિ-
સુણી રે, શ્રી ગણધર પુંડરિક રે ॥ ભવજલ-
થી રે, જિમ અલગું પુંડરિક[૩] રે ॥ ત્રુટક ॥
પુંડરિક પરે જે ભય ન પામે, પરીસહ ઉપ-
સર્ગથી ॥ ક્રોધ ને મદ માન માયા, જાસ
ચિત્ત રતનથી ॥ પંચ કોડિ મુનિવર સઘાતે,
તિહાં અણસણ ઉચ્ચરે ॥ આઠકર્મ જાળી[૪] દા:
પ ટાળી, સિદ્ધ મંદિર અનુસરે ॥ ૩ ॥ઢાળ॥
તે દિનથા રે, એ ગિરિનું અતિ ઋદ્ધિ રે ॥
પુંડરિક ઇતિ રે, નામ થયું પ્રસિદ્ધ રે ॥ ત્રુ-
ટક ॥ પ્રસિદ્ધ મહિમા ચૈત્રી પૂનિમ, દિને જે
હનો જાણીયે ॥ બહુ ભાવ આણી સાર જા-
ણી, સુગુણ જાસ વખાણીયે ॥ દશ વીશ ત્રી
શ અને ચાલીશ પચાસ પુષ્પમાલ[૫] રે ॥સો

---

૩ કમળ. ૪ બાળી. ૫ ફુલની માળા.

ગસ્સ તેતી[૬] કાઉસ્સગ્ગનો થુઈ, નમુક્કાર રસાલ રે ॥ ૪ ॥ ઢાળ ॥ ફુલ તેતાં રે, ઢોય તેતી પ્રદક્ષિણા ॥ ચૈત્રી પૂજા રે, ઇણિ વિધિ કીજે વિચક્ષણા ॥ ત્રુટક ॥ વિચક્ષણા જિનરાજ પૂજી, પુંડરિક હિયડે ધરી ॥ શત્રુંજય ગિરીવર આદિ જિનવર, નમી ભવસાયર તરો ॥ ઇમ ચૈત્રી પૂનમતણો ઓચ્છવ, જે કરે ભવિ લોય રે ॥ શ્રી વિજયરાજ સૂરિંદ વિનયી, દાન શિવ સુખ હોય રે ॥ ઇતિ ॥

(૧૬)

॥ રસીયાની દેશી ॥

પ્રણમો પ્રેમે પુંડરિક ગિરી રાજીયો, ગાજીઓ જગમાં રે એહ ॥ સોભાગી ॥ યાત્રાયે જાતાં પગે પગે નિર્જરે રે, બહુ ભવ સંચિત એહ ॥ સોભાગી૦ ॥ ૧ ॥ પ્રણ૦ ॥ પાપ હોય વજ્ર લેપ સમોવડે, તેહ પણ જાયે રે દૂર ॥ સો૦ ॥ જો એહ ગિરીનું દર્શન કી-

૬ તેટના

જીવે, ભાવ ભગતિ ભરપૂર ॥ સો૦ ॥ ૨ ॥
॥ પ્રણ૦ ॥ ગૌબ્રહ્મહત્યાદિક હત્યા પંચ છે, કા-
રક તેહનો જે હોય ॥ સો૦ ॥ તે પણ એ
ગિરીનું દર્શન જો કરે, પામે શિવગતિ સોય
॥ સો૦ ॥ ૩ ॥ પ્ર૦ ॥ શ્રી શુકરાજ નૃપતિ
પણ ઇણગિરી, કરતો જિનવર ધ્યાન ॥સો૦॥
ષટમાસે રિપુ વિજય ગયા સવે, વાધ્યો અ-
ધિક તસ વાન ॥ સો૦ ॥ ૪ ॥ પ્ર૦ ॥ ચંદ્ર-
શેખર નિજ ભગિની ભોગવી, કીધું પાપ
મહંત ॥ સો૦ ॥ તેપણ એ તીરથ આરાધ-
તાં, પામ્યો શુભગતિ સંત ॥ સો૦ ॥ ૫ ॥
॥ પ્ર૦ ॥ મોર સર્પ વાઘણ પ્રમુખ બહુ, જીવ
છે જે વિકરાલ ॥ સો૦ ॥ તેપણ એ ગિરી
દર્શન પુણ્યથી, પામે સુગતિ વિશાલ ॥ સો૦
॥ ૬ ॥ પ્ર૦ એહવો મહિમા એ તીરથતણો,
ચૈત્રી પૂનમે વિશેષ ॥ સો૦ ॥ શ્રી વિજયરા-
જ સૂરીશ્વર શિષ્યને, દાન ગયાં દુઃખ લેશ
॥ સો૦ ॥ ૭ ॥ પ્રણ૦ ॥

(૧૭)

॥ લાછલદે માત મલ્હાર ॥ એ દેશી ॥

સિદ્ધાચળ ગુણ ગેહ, ભવિ પ્રણમો ધરી નેહ ॥ આજ હો સોહે મન મોહે તીરથ રાજીયોજી ॥ ૧ ॥ આદીશ્વર અરિહંત, મુગતિ વધૂનો કંત ॥ આજ હો પૂરવ નવાણું વાર આવી સમોસર્યાજી ॥ ૨ ॥ સકલ સુરાસુર રાજ, કિન્નર દેવ સમાજ ॥ આજ હો સેવા રે સારે કર જોડી કરીજી ॥ ૩॥ દરશનથી દુઃખ દૂર, સેવે સુખ ભરપૂર, આજ હો એણે રે કલિકાળે કલ્પતરૂ અછે જી ॥ ૪ ॥ પુંડરિક ગિરી ધ્યાન, લહીયે બહુ યશ માન, આજ હો દીપે રે અધિકી તસ જ્ઞાન કલા ઘણીજી ॥ ૫ ॥ ઇતિ ॥

(૧૮)

॥ નાયકાની દેશી ॥

એક દિન પુંડરિક ગણધરૂ રે લાલ, પૂછે શ્રી આદિજિણંદ ॥ સુખકારી રે ॥ કહીયે ભવજલ ઉતરી રે લાલ, પામીશ પરમાનંદ

॥ ભવ વારી રે ॥ એ૦ ॥ ૧ ॥ કહે જિન ઈણ ગિરી પામશે રે લાલ, જ્ઞાન અને નિર્વાણ ॥ જયકારી રે ॥ તીરથ મહિમા વાધશે રે લાલ, અધિક અધિક મંડાણ ॥ નિર્ધારી રે ॥ એ૦ ॥ ૨ ॥ એમ નિસુણી તિહાં આવીયા રે લાલ, ઘાતિકર્મ કર્યાં દૂર ॥ ॥ તમ વારી રે ॥ પંચ કોડિ મુનિયે પરિવર્યા રે લાલ, હુવા સિદ્ધિ હજુર ॥ ભવ વારી રે ॥ એ૦ ॥ ૩ ॥ ચૈત્રી પૂનમ દિન કીજીયે રે લાલ, પૂજા વિવિધ પ્રકાર ॥ દિલ ધારી રે ॥ ફલ પ્રદક્ષિણા કાઉસ્સગ્ગ રે લાલ લોગસ્સ થુઇ નમુક્કાર ॥ નરનારી રે ॥ એ૦॥ ॥ ૪ ॥ દશ વીશ ત્રીશ ચાલીશ ભલા રે લાલ, પચાસ પુષ્પનીમાલ ॥ અતિ સારી રે ॥ નરભવ લાહો લીજીયે રે લાલ, જિમ હોય જ્ઞાન વિશાલ ॥ મનોહારી રે ॥એ૦॥ ૫ ॥ઇતિ।

(૧૯)

॥ શેત્રુંજે જઇયે લાલન ॥ એ દેશી ॥

।સિદ્ધગિરી ધ્યાવો ભવિકા સિદ્ધગિરી ધ્યા-

વો ॥ ઘરે બેઠાં પણ બહુ ફળ પાવો, ભવિકા બહુ ફળ પાવો ॥ ૧ ॥ નંદીશ્વર યાત્રે જે ફળ હોવે, તેથી બમણું ફલ તે કુંડલ ગિરી હોવે ॥ ભ૦ ॥ કું૦ ॥ ૨ ॥ ત્રિગણું રૂચકગિરી ચઉ ગજદંતા ॥ તેથી બમણુ જંબુ ફળ મહું-તા ॥ ભ૦ ॥ જ૦ ॥ ૩ ॥ ષડ્ગણું ધાતકી ચૈત્ય જુહારે, છત્રીશગણું ફળ પુષ્કર વિહારે ॥ ભ૦ ॥ પુ૦ ॥ ૪ ॥ તેહથી તેરસગણું મેરૂ ચૈત્ય જુહારે, સહસગણું ફળ સમેતશિખરે ॥ ॥ ભ૦ ॥ સ૦ ॥ ૫ ॥ લાખ ગણું ફલ અં-જનગિરી જુહારે, દશલાખ ગણું ફળ અષ્ટા-પદ ગિરનારે ॥ ભ૦ ॥ અ૦ ॥ ૬ ॥ કોડીગ-ણું ફલ શ્રી શત્રુંજે ભેટે, જેમ રે અનાદિનાં દુરિત ઉમેટે ॥ ભ૦ ॥ દુ૦ ॥ ૭ ॥ ભાવ અ-નંતે અનંત ફળ પાવે, જ્ઞાનવિમલ સૂરિ ઇમ ગુણ ગાવે ॥ ભ૦ ॥ ઇ૦ ॥ ૮ ॥

(૨૦)

॥ આજ સખી સંખેસરો ॥ એ દેશી ॥

એ ગિરૂઆ ગિરી રાજીઆ, પ્રણમીજે

ભાવે ॥ ભવ ભવ સંચિત આકરાં, પાતકડાં જાવ ॥ વજ્રલેપ સમ જે હોવે, તે પણ તેમ દૂરે ॥ એહનું દર્શન કીજીયે, ધરી ભક્તિ પ ફુરે ॥ ૨ ॥ ચંદ્રશેખર રાજા થયો, નિજ ભગિની લુબ્ધો ॥ તે પણ એ ગિરી સેવતાં, ક્ષણ માંહે સીધો ॥ ૩ ॥ શુકરાજા જય પામીયો, એહને સુપસાયે ॥ ગોહત્યાદિક પાપ જે, તે દૂર પલાયે ॥ ૪ ॥ અગમ્ય અપેય અભક્ષ્ય જે, કીધાં જેણે પ્રાણી ॥ તે નિર્મળ ઈણ ગિરીયે થયા, એ જિનવર વાણી ॥ ૫ ॥ વાઘ સર્પ પ્રમુખા પશુ, તે પણ શિવ પામ્યા ॥ એ તીરથ સેવ્યાથકી, સવિ પાતક [1]વામ્યા ॥ ૬ ॥ ચૈત્રી પૂનમે વંદતાં, ટળે દુઃખ કલેશ ॥ જ્ઞાનવિમળ પ્રભુતા ઘણી, હોયે સુજસ વિશેષ ॥ ૭ ॥ ઈતિ ॥

---

૧ ટાળ્યાં.

(૨૧)

તીરથ વારૂ એ તીરથ વારૂ,[1] સાંભલજો સો તારૂ રે ॥ ભવજલનિધિ તરવા ભવિજન ને, પ્રવહણ પરે એ તારૂ[2] રે ॥ તી૦ ॥ ૧ ॥ એ તીરથનો મહિમા મોટો, નવિ માને તે કારૂ[3] રે ॥ પાર ન પામે કહેતાં કોઇ, પણ કહિયે મતિ સારૂ રે ॥ તી૦ ॥ ૨ ॥ સાધુ અનંતા ઈહાં કણે સિધ્ધા, અંત કર્મના કીધા રે॥ અનુભવ અમૃત રસ જિણે પીધા, અભય દાન જગે દીધા રે ॥ તી૦ ॥ ૩ ॥ નમિ વિનમિ વિદ્યાધર નાયક, દ્રવિડ વારિખિલ્લ જાણો રે ॥ થાવચ્ચા શુકો સેલગ પંથગ, પાંડવ પાંચ વખાણો રે ॥ તી૦ ॥૪॥ રામ મુનિ ને નારદ મુનિવર, શંખ પ્રદ્યુમ્ન કુમાર રે ॥ મહાનંદ પદ પામ્યા તેહના, મુનિવર બહુ પરિવારો રે ॥ તી૦ ॥ ૫ ॥ તેહ ભણી સિદ્ધક્ષેત્ર એહનું, નામ થયું નિરધાર રે ॥

---

૧ સુંદર. ૨ તારનાર. ૩ હલકો માણસ.

શત્રુંજય કલ્પે માહાત્મ્યે, એહનો બહુ અધિકાર રે ॥ તી૦ ॥ ૬ ॥ તીરથ નાયક વાંછિત દાયક, વિમલાચલ જે પાવે રે ॥ જ્ઞાનવિમલ સૂરિ કહે તે ભવિને, ધર્મશર્મ[૪] ઘરે આવે રે ॥ તીરથ૦ ૦ ૭ ॥

(૨૨)

॥ શીતલ જિન સહજાનંદી ॥ એ દેશી ॥

વિમલાચલ વિમલા પાણી, શીતલ તરૂ છાયા ઠરાણી ॥ રસ વેધક કંચણ ખાણી, કહે ઈંદ્ર સુણો ઇંદ્રાણી ॥ ૧ ॥ સનેહી સંત એ ગિરી સેવો, ચઉદ ક્ષેત્રે તીર્થ ન એવો ॥ ॥ સનેહી૦ ॥ ષટ્રી પાળી ઉલ્લસીયે, છઠ્ઠ અઠ્ઠમે કાયા કસીયે ॥ મોહ મલ્લની સામા ધસીયે, વિમલાચલ વેગે વસીયે ॥ સ૦ ॥૨॥ અન્ય સ્થાનક કર્મ જે કરીએ, તે હિમગિરી હેઠે હરીયે ॥ પાછલ પ્રદક્ષિણા ફરીયે, [૨]ભવજલધિ હેલા[૩] તરીયે ॥ સ૦ ॥૩॥ શિવ

---

૪ સુખ. ૨ ભવરૂપી સમુદ્ર. ૩ તરતજ.

મંદિર ચઢવા કાજે, સોપાનની પંક્તિ બિરાજે ॥ ચઢતાં સમકિતિ તે છાજે, દૂર ભવ્ય અભવ્ય તે લાજે ॥ સ૦ ॥ ૪ ॥ પાંડવ પ્રમુહા કેઇ સંતા, આદીશ્વર ધ્યાન ધરંતા, પરમાતમ ભાવ ભજંતા, સિદ્ધાચલ સિદ્ધ અનંતા ॥ સ૦ ॥ ૫ ॥ ષટમાસી ધ્યાન ધરાવ, શુકરાજન રાજ્યને પાવે ॥ બહિરંતર શત્રુ હરાવે, શત્રુંજય નામ ધરાવે ॥ સ૦ ॥ ૬ ॥ પ્રણિધાને ભજો ગિરી જાચો, તીર્થંકર નામ નિકાચો ॥ મોહરાયને લાગે તમાચો; શુભવીર વિમલગિરિ સાચો ॥ સ૦ ॥ ૭ ॥

(૨૩)

નીલુડી[1] રાયણ તરૂ તળે ॥ સુણ સુંદરી ॥ પીલુડા[2] પ્રભુના પાય રે ॥ ગુણમંજરી ॥ ઉજ્વલ ધ્યાને ધ્યાઇએ ॥ સુણ૦ ॥ એહીજ મુક્તિ ઉપાય રે ॥ ગુણ૦ ॥ ૧ ॥ શિતળ છાયાએ બેશીયે ॥ સુણ૦ ॥ રાતડો[3] કરી મનરંગ રે

૧ નીલવર્ણી  ૨ પીળા સુવર્ણવર્ણી.  ૩ ચોલ

॥ ગુણ૦ ॥ પૂજીએ સોવન ફૂલડે ॥ સુણ૦ ॥ જેમ હોય પાવન અંગ રે ॥ ગુણ૦ ॥ ૨ ॥ [4]ખીર ઝરે જેહ ઉપરે ॥ સુણ૦ ॥ નેહ ધરીને એહ રે ॥ ગુણ૦ ॥ બીજે ભવે તે શિવ લહે ॥ સુણ૦ ॥ થાયે નિરમળ દેહ રે ॥ ગુણ૦ ॥ ૩ ॥ પ્રીત ધરી પ્રદક્ષિણા ॥ સુણ૦ ॥ દીએ એહને જે સાર રે ॥ ગુણ૦ ॥ અભંગ પ્રીતિ હોય જેહને ॥ સુણ૦ ॥ ભવ ભવ તુમ આધાર રે ॥ ગુણ૦ ॥ ૪ ॥ કુસુમ પત્ર ફળ મંજરે ॥ સુણ૦ ॥ શાખા થડ ને મૂળ રે ॥ ॥ ગુણ૦ ॥ દેવતણા વાસા[5]અ છે ॥ સુણ૦ ॥ તીરથને અનુકૂલ રે ॥ ગુણ૦ ॥ ૫ ॥ તીરથ ધ્યાન ધરી મુદા ॥ સુણ૦ ॥ સેવો એહની છાંચ રે ॥ ગુણ૦ ॥ જ્ઞાનવિમળ ગુણ ભાખિયો ॥ સુણ૦ ॥ શત્રુંજય માહાતમ માંચ રે ॥ ॥ ગુણમંજરી ॥ ૬ ॥ ઇતિ ॥

---

૩ મજીઠ જેવો. ૪ દુધ. ૫ રહેઠાણ.

(૨૪)

વીરજી આયા રે વિમલાચલકે મેદાન, સુરપતિ ભાયા રે સમવસરણ મંડાણ ॥ એ આંકણી ॥ દેશના દેવે વીરજી સ્વામ, શત્રુંજય મહિમા વરણવે તામ ॥ ભાખ્યાં આઠ ઉપર સો નામ, તેહમાં ભાખ્યું રે પુંડરગિરિ અભિધાન ॥ સોહમ ઇંદા રે તવ પૂછે બહુમાન, કિમ થયું સ્વામી રે ભાખો તાસ નિદાન ॥ વીરજી૦ ॥ ૧ ॥ પ્રભુજી ભાખે સાંભળો ઇંદ્ર, પ્રથમ જે હુવા ઋષભ જિણંદ ॥ તેહના પુત્ર તે ભરત નરિંદ, ભરતના હુઆરે ઋષભસેન પુંડરીક ॥ ઋષભજી પાસે રે દેશના સુણી તહકીક, દીક્ષા લીધી રે ત્રિપદી જ્ઞાન અધિક ॥ વીરજી૦ ॥ ૨ ॥ ગણધર પદવી પામ્યા જામ, દ્વાદશાંગી ગુંથી અભિરામ ॥ વિચરે મહીયલમાં ગુણધામ, અનુક્રમે આવ્યા રે શ્રી સિદ્ધાચલ સાર ॥ મુનિવર કોડિરે પંચતણે પરિવાર, અનશન કીધું

રે નિજ આતમને ઉદ્ધાર ॥ વીરજી૦ ॥ ૩ ।
ચૈત્રી પૂનમ દિવસે એહ, પામ્યા કેવળજ્ઞાન
અછેહ ॥ શિવસુખ વરિયા અમર અદેહ, પૂ-
ર્ણાનંદી રે અગુરૂ લઘુ અવગાહ ॥ અજ અ-
વિનાશી રે નિજ ગુણભોગી અબાહ, નિજ
ગુણ કરતા રે પર પુદ્ગલ નહિ ચાહ ॥ વી-
રજી૦ ॥ ૪ ॥ તેણે પ્રગટયું પુંડરિક ગિરિ
નામ, સાંભળો સોહમ દેવલોક સ્વામ ॥ એ-
હનો મહિમા અતિહિ ઉદ્દામ ॥ ઇણે દિન
કીજે રે, તપ જપ પૂજાને દાન ॥ વ્રત વલી
પોસો રે જેહ કરે અનિદાન, ફલ તસ પામેરે
પંચકોડી ગુણું માન ॥ વીરજી૦ ॥ ૫ ॥ ભ-
કતે ભવ્ય જીવ જે હોય, પંચમ ભવે મુક્તિ
લહે સોય ॥ તેહમાં બાધક છે નહિ કોય,
વ્યવહાર કેરી રે મધ્યમ ફલની એ વાત ॥
ઉત્કૃષ્ટ યોગે રે અંતરમુહૂર્ત વિખ્યાત, શિવ-
સુખ સાધે રે નિજ આતમ અવદાત ॥ વી-
રજી૦ ॥ ૬ ॥ ચૈત્રી પુનમ મહિમા દેખ, પૂ-
જા પંચ પ્રકારી વિશેષ ॥ તેહમાં નહિ ઉ

ણિમ કાંઇ રેખ, ઇણીપેરે ભાખે રે જિનવર ઉત્તમ વાણ ॥ સાંભળી બુજયા રે કેઇક ભવિક સુજાણ, ઇણીપરે ગાયો રે પદ્મવિજય સુપ્રમાણ ॥ વીર૦ ॥ ૭ ॥

( ૨૫ )

સુણ જીનવર શેત્રુંજા ધણીજી, દાસતણી અરદાસ ॥ તુજ આગળ બાળક પરેજી, હું તો કરૂં વેષાસરે ॥ જિનજી મુજ પાપીને તાર ॥ તું તો કરૂણારસ ભર્યોજી, તું સહુને‌ા હિતકાર રે જિનજી ॥ મુજ૦ ॥ ૧ ॥ હું અવગુણને‌ા ઓરડોજી, ગુણ તો નહીં લવલેશ ॥ પરગુણ પેખી નવી શકુ જી, કેમ સંસાર તરેશ રે જિનજી ॥ મુજ૦ ॥ ૨ ॥ જીવતણા વધ મે કર્યાજી, બોલ્યા મૃષાવાદ ॥ કપટ કરી પરધન હર્યાંજી, સેવ્યા વિષય સંવાદ રે જિનજી ॥ મુ૦ ॥ ૩ ॥ હું લંપટ હું લાલચ્યાજી, કર્મ કીધાં કેઇ કરોડ ॥ ત્રણ ભુવનમાં કે‌ા નહીંજી, જે આવે મુજ જોડ રે જિનજી ॥ મુજ૦ ॥ ૪ ॥ છિદ્ર પરાયાં અહની-

शेजी, जोतो रहुं जगनाथ ॥ कुगतितणी कर-
णी करीजी, जोडयो तेहशुं साथरे जिनजी ॥
॥ मुज० ॥ ५ ॥ कुमति कुटील कदाग्रहीजी,
वांकी गति मति मुज ॥ वांकी करणी म्हारी
जी, शी संभळावुं तुजरे जिनजी ॥ मुज० ॥
॥ ६ ॥ पुन्य विना मुज प्राणिओजी, जाणे
मेलुं रे आथ ॥ उंचा तरुवर मोरीयांजी,
त्यांही पसारे हाथरे जिनजी ॥ मुज० ॥ ७॥
वीण खाधा वीण भोगव्यांजी, फोगट कर्म
बंधाय ॥ आर्तध्यान मीटे नहींजी, कीजे
कवण उपाय रे जीनजी ॥ मुज० ॥ ८ ॥ का-
जळथी पण शामळाजी, मारा मन परणाम
॥ सोणा मांही ताहरुंजी, सभारुं नहीं नाम
रे जिनजी ॥ मुज० ॥ ९ ॥ मुग्ध लोक ठगवा
भणीजी, करुं अनेक प्रपंच ॥ कुड कपट हुं
केळवीजी, पापतणो करुं संचरे जीनजी ॥
॥ मुज० ॥ १० ॥ मन चंचळ न रहे कीमे
जी, राचे रमणी रे रुप ॥ काम विटंबण शी
कहुंजी, पडीश हुं दुर्गति कूपरे जिनजी ॥

॥ મુજ૦ ॥ ૧૧ ॥ કિશ્યા કહું ગુણ માહરા.
જી, કિશ્યા કહું અપવાદ ॥ જેમ જેમ સં-
ભારૂં હૈયેજી, તેમ તેમ વાધે વિખવાદરે જિ-
નજી ॥ મુજ૦ ॥ ૧૨ ॥ ગુરૂઆ[1] તે નવી લે-
ખવેજી, નિગુણ[2] સેવકની વાત ॥ નીચતણે
પણ મંદિરેજી, ચંદ્ર ન ટાળે જ્યોત રે જિન-
જી ॥ મુજ૦ ॥ ૧૩ ॥ નિગુણો તોપણ તાહુ-
રોજી, નામ ધરાવ્યું દાસ ॥ કૃપા કરી સં-
ભારજોજી, પુરજો મુજ મન આશરે જિનજી
॥ મુજ૦ ॥ ૧૪ ॥ પાપી જાણી મુજ ભણી
જી, મત મૂકો વિસાર ॥ વિખ હળાહળ આ
દર્યોજી, ઇશ્વર[3] ન તજે તાસરે જિનજી ॥મુજ૦
॥ ૧૫ ॥ ઉત્તમ ગુણકારી હુએજી, સ્વાર્થ
વિના સુજાણ ॥ કરસણ[4] સિંચે સરભરેજી,
મોહ ન માગે દાણરે જિનજી ॥ મુજ૦ ॥ ૧૬ ॥
તુ ઉપગારી ગુણ નિલોજી, તું શેવક પ્રતિ-

---

૧ મોટા પુરુષો. ૨ ગુણ વિનાના. ૩ શંકર.
૪ ખેતિ.

પાળ ॥ તુ સમરથ સુખ પૂરવાજી, કર મા-
હારી સંભાળ રે જિનજી ॥ મુજ૦ ॥ ૧૭ ॥
તુજને શું કહીએ ઘણુંજી, તું સૌ વાતે જાણ॥
મુજને થાજો સાહિબાજી, ભવ ભવ તાહરી
આશા રે જિનજી ॥ મુજ૦ ॥ ૧૮ ॥ નાભિ-
રાયા કુળ ચંદલોજી, મારૂદેવીના નંદ ॥ કહે
જિન હરખ નિવાજજ્યોજી, દેજો પરમાનંદ રે
જિનજી ॥ મુજ પાપીને તાર ॥ ૧૯ ॥ ઇતિ ॥

---

## શ્રી ઋષભદેવનાં સ્તવનો.

(૧)

( હાંરે મ્હારે યોવનીયાનો લટકો દાહા-
ડાચારજો એ દેશી. )

હાં રે આજ મળિઓ મુજને તીનભુવન-
નો નાથ જો, ઉદયો સુખ સુરતરૂ મુજ ઘરઘર
આંગણે રે જો ॥ હાં રે આજ અષ્ટ મહાસિ-
દ્ધિ આવી માહરે હાથ જો, નાઠા માઠા દાહાડા
દરિસણ પ્રભુતણે રે જો ॥ ૧ ॥ હા રે મ્હારે

હિયડું ઉલટી ઉલ્લટરસની રાશિ જો, નેહસ- લુણી નજર નિહાળી તાહરી રે જો ॥ હાં રે હું તો જાણું નિશદિન બેસી રહું તુજ પાસ જો ॥ તાહરે નેહે ભેદી મીંજી માહરી રે જો. ॥ ૨ ॥ હાં રે મ્હારી પૂગી પૂરણ રીતે મનની હુંશ જો, દુરજાનિયા તે દુઃખભર્યાં આવટશે પડયા રે જો ॥ હાં રે પ્રભુ તું તો સુરતરૂ બીજા જાણ્યા તૂસ જો, તુજ ગુણહીરો મુજ હિયડા ધારે જડયો રે જો ॥ ૩ ॥ હાં રે પ્રભુ તુજશું મહારે ચોળ મજીઠો રંગ જો, લાગ્યો એહવો તે છે કુણ ટાળી શકે રે જો ॥ હાં રે પ્રભુ પલટે તે તો કાચો રંગ પતંગ જો, લાગ ન લાગે દુરજનનો કો મુજ થકે રે જો ॥ ૪ ॥ હાં રે પ્રભુ તાહરી મુદ્રા સાચી મોહનવેલ જો, મોહ્યા તીનભુવન જન દાસ થઈ રહ્યા રે જો ॥ હાં રે પ્રભુ જે નવિ રંજયા તે સુરતરૂને ઠેલિ જો, દુઃખ વિષવેલિ આદર કરવા ઉમહ્યા રે જો ॥ ૫ ॥ હાં રે પ્રભુ તાહ-

રી ભક્તિ ભીન્યુ માહરૂં ચિત્ત જો, તલ જિમ તેલે તેલે જેમ સુવાસના રે જો ॥ હાં રે પ્રભુ તાહરી દીઠી જગમાં મોટી રીત જો, સુફળ ફળ્યા અરદાસ વચન મુજ દાસના રે જો ॥ ॥ ૬ ॥ હાં રે માહરે પ્રથમ પ્રભુજી પૂરણ ગુણનો ઈશ જો, ગાતાં ઋષભ જિણેસર હુંશ મનતણી રે જો, હાં રે મ્હારે વિમલવિજય વર વાચકને શુભ શિષ્ય જો, રામે પામી દિન દિન દોલત અતિ ઘણી રે જો ॥ ૭ ॥

(૨)

ઋષભજિણંદશું પ્રીતડી, કિમ કીજેહો કહો ચતુર વિચાર ॥ પ્રભુજી જઈ અલગા વસ્યા, તિહાં કિણુ નવિ હો કો વચન ઉચ્ચાર ॥ ઋ૦ ॥ ૧ ॥ કાગળ પણ પહોંચે નહિં, નવિ પહોંચે હો તિહાં કો પરધાન ॥ જે પહોંચે તે તુમ સમો, નવિ ભાખે હો કોનું વ્યવધાન ॥ ઋ૦ ॥ ૨ ॥ પ્રીત કરે તે રાગિયા જિનવરજી હો તુમે તો વીતરાગ ॥ પ્રીતડી

જેહ અરાગીથી, ભેળવવી હો લોકોત્તર ભાગ ॥ ઋ૦ ॥ ૩ ॥ પ્રીતિ અનાદિની વિષ ભરી તે રીતે હો કરવા મુજ ભાવ ॥ કરવી નિર-વિષ પ્રીતડી, કિણ ભાંતે હો, કહો બને બનાવ ॥ ઋ૦ ॥ ૪ ॥ પ્રીતિ અનંતી પરથકી, જે તોડે હો તે જોડે એહ ॥ પરમ પુરૂષથી રા-ગતા, એકત્વતા હો દાખી ગુણ ગેહ ॥ ઋ૦ ॥ ॥ ૫ ॥ પ્રભુજીને અવલંબતાં, નિજ પ્રભુતા હો પ્રગટે ગુણરાશ ॥ દેવચંદ્રની સેવના, આપે મુજ હો અવિચળ સુખવાસ ॥ ઋ૦ ॥૬॥

(૩)

॥ કપૂર હોયે અતિ ઉજલો રે એ દેશી. ॥

જ્ઞાનરયણ રયણાયરૂ રે, સ્વામી ઋષભ જિણંદ ॥ ઉપકારી આરહા પ્રભુ રે, લોક લો-કોત્તરાનંદ રે ॥ ભવિયા૦ ॥ ૧ ॥ ભાવે ભ-જો ભગવંત ॥ મહિમા અતુલ અનંત રે ॥ ॥ ભ૦ ॥ ભા૦ ॥ એ આંકણી ॥ તિગ તિગ આકર સાગરૂ રે, કોડાકોડી અઢાર ॥ જુગલા

धर्म निवारीयो रे, धर्म प्रवर्त्तन हार रे ॥ ॥ भ० ॥ भा० ॥ २ ॥ ज्ञानातिशये भव्यना रे, संशय छेदनहार ॥ देव नरा तिरि संज्ञीया रे, वचनातिशय विचार रे ॥ भ० ॥ ॥ भा० ॥ ३ ॥ च्यार घने अथवा स्तवे रे, पूजातिशय महंत ॥ पच्च घने योजन टले रे, कष्ट ए तूर्य प्रसंत रे ॥ भ० ॥ भा० ॥ ॥ ४ ॥ योग क्षेमंकर जिनवरू रे, उपशम गंगा नीर ॥ प्रीति भक्तिपणे करी रे, नीत्य नमे शुभवीर रे ॥ भ० ॥ भा० ॥ ५ ॥

(४)

रूषभजिनेश्वर प्रितम माहरो रे, ओर न चाहुं रे कंत ॥ रीझयो साहिब संग न परिहर रे, भांगे सादि अनंत ॥ रू० ॥ १ ॥ प्रीत सगाई रे जगमां सहु करे रे, प्रीत सगाई न कोय ॥ प्रीत सगाई र निरूपाधिक कही रे, सोपाधिक धन खोय ॥ रू० ॥ २ ॥ कोइ कंत कारण काष्टभक्षण करे रे, मिलशुं कंतने धाय ॥ ए मेळो नवि कहीये संभवे

રે, મેળો ઠામ ન ઠાય ॥૩૦॥ ૩ ॥ કોઇ પતિરંજન અતિઘણો તપ કરે રે, પતિરંજન તનતાપ ॥ એ પતિરંજન મેં નવિ ચિત્ત ધર્યું રે, રંજન ધાતુમેળાપ ॥ ૩૦ ॥ ૪ ॥ કોઇ કહે લીલા રે અલખ અલખતણી રે, લખ પૂરે મન આશ ॥ દોષ રહિતને લીલા નવિ ઘટે રે, લીલા દોષ વિલાસ ॥ ૩૦ ॥ ૫ ॥ ચિત્ત પ્રસન્ને રે પૂજન ફળ કહ્યું રે, પૂજા અખંડિત એહ ॥ કપટરહિત થઇ આતમ અરપણા રે, આનંદઘન પદ રેહ ॥ ૩૦ ॥ ૬ ॥

(૫)

માતા મરૂદેવાના નંદ, દેખી તાહરી સુરતી મારૂં મન લોભાણુંજી ॥ મારૂં દીલ લોભાણુંજી ॥ દેખી૦ ॥ એ ટેક ॥ કરૂણાનાગર કરૂણા સાગર, કાયા કંચનવાન ॥ ધોરી લંછન પાઉલે કાંઈ, ધનુષ પાંચશેં માન ॥ માતા૦ ॥ ૧ ॥ ત્રિગડે બેશી ધર્મ કહંતા, સુણે પર્ષદા બાર ॥ યોજન ગામિની વાણી મીઠી વરસંતી જળધાર ॥ માતા૦ ॥ ૨ ॥ ઉર્વશી

રૂડી અપછરા ને, રામા છે મન રંગ ॥ પાયે નેપુર રણઝણે, કાંઇ કરતી નાટારંભ ॥ માતા૦ ॥ ૩ ॥ તુંહી બ્રહ્મા તુંહી વિધાતા, તું જગ તારણહાર ॥ તુજ સરિખો નહીં દેવ જગતમાં, અડવડીઆ આધાર ॥ માતા૦ ॥ ૪ ॥ તુંહી ભ્રાતા તુંહી ત્રાતા, તુંહી જગતનો દેવ ॥ સુરનર કિન્નર વાસુદેવા, કરતા તુજ પદ સેવ ॥ માતા૦ ॥ ૫ ॥ શ્રી સિદ્ધાચળ તીરથ કેરો, રાજા રૂષભ જિણંદ ॥ કીર્ત્તિ કરે માણેકમુનિ તાહરી, ટાળો ભવભય ફંદ ॥માતા૦

---

## શ્રી શાંતિનાથનાં સ્તવનો.

(૧)

॥ મોતીડાની દેશી ॥

સકલ સમીહિત સુરતરૂ કંદા, શાંતિકરણ શ્રી શાંતિ જિણંદા ॥ સાહિબા જિનરાજ હમારા, મોહના જિનરાજ હમારા ॥ સા૦ ॥ ॥ એ આંકણી ॥ ત્રિકરણ શુદ્ધ ચરણ તુજ વિલગો, પલક માત્ર ન રહું હવે અલગો ॥

॥ સા૦ ॥ ૧ ॥ વિલગો તે અલગો કેમ જા-
શે, છંડયો પણ તુમ્હે નવિ છંડાશે ॥ સા૦ ॥
પ્રભુ તુમ્હે કોઇશું નેહ ન લાવો, વીતરાગ ક
હી સચિ સમજાવો ॥ સા૦ ॥ ૨ ॥ બીજા
અવર કહો એમ સમજે, પણ છોરૂ દીધાથી
રીઝે ॥ સા૦ ॥ બાલકના હઠથી નવિ ચાલે,
જે માગે તે માવિત્ર આલે ॥ સા૦ ॥ ૩ ॥
ભક્તિ ખેંચી મન માંહે આણ્યો, સહજ સ્વ-
ભાવે પણ મેં જાણ્યો ॥ સા૦ ॥ માહારે એક
પ્રતિજ્ઞા સાચી, તુમ પદ સેવા અંકે જાચી
॥ સા૦ ॥ ૪ ॥ કબજે આવ્યા તો છુટીજે,
જેહ માગે તેહજ દીજે ॥ સા૦ ॥ અભેદપણે
જો મનમાં મળશો, કબજેથી પ્રભુ તો નીકુ-
લશો ॥ સા૦ ॥ ૫ ॥ અખય ભાવ નિધિ
તુમ પાસ, આપી દાસને પૂરો આશ ॥ જ્ઞાન
વિમલ સમકિત પ્રભુતાઇ, દીધી સાહેબ એહ
વડાઈ ॥ સા૦ ॥ ૬ ॥ ઇતિ ॥

(૨)

શાંતિ પ્રભુ વિનતિ એક મોરી રે, તારી

આંખડી કામણગારી ॥ શાંતિ૦ ॥ વિશ્વસેન રાજા તુજ તાય રે, રાણી અચિરાદેવી માય રે ॥ તું તો ગજપુર નગરીનો રાય ॥ શાં૦ ॥ ॥ ૧ ॥ પ્રભુ સોવન કાંતિ બિરાજે રે, મુકુટે હીરા મણિ છાજે રે ॥ તારી વાણી ગંગાપૂર ગાજે ॥ શાં૦ ॥ ૨ ॥ પ્રભુ ચાલીશ ધનુષની કાયા રે, ભવિ જનના દિલમાં ભાયા રે ॥ કાંઈ રાજ રાજેસર રાયા ॥ શાં૦ ॥ ૩ ॥ પ્રભુ માહારા છો અંતરજામી રે, કરૂં વિનતિ હું શિરનામી રે ॥ ઋદ્ધિ રાજના છો તુમે સ્વામી ॥ શાં૦ ॥ ૪ ॥ પ્રભુ પર્ષદા બારે માંહે રે, દીયે દેશના અધિક ઉચ્છાહે રે ॥ પ્રભુ અંગીએ ભેટ્યા ઉમાહે ॥ શાં૦ ॥ ૫ ॥ શ્રાવક શ્રાવિકા બહુ પુણ્યવંતા રે, શુભ કરણી કરે મહંતા રે ॥ શાંતિનાથના દરિસણ કરતા ॥ શાં૦ ॥ ૬ ॥ સંવત અઢાર અઠ્ઠાણું ઓસાર રે, માસ કલ્પ કર્યો તિણિ વાર રે ॥ સૂરિ મુક્તિપદના ધાર ॥ શાં૦ ॥ ૭ ॥ ઇતિ

(૩)

તું મેરે મનમેં તું મેરે દિલમેં, નામ જપું પલ પલમેં હો ॥ પ્રભુજી ॥ તું૦ ॥ શાંતિ જિણેસર સાહેબ સાચો, શાંતિકરણ એક પલમેં હો ॥ પ્રભુજી ॥ તું૦ ॥ ૧ ॥ નિર્મળ જયોતિ વદનપર સોહે, નિકસ્યો જયું ચંદ વાદલમેં હો ॥ પ્રભુજી ॥ તું૦ ॥ મેરો મન પ્રભુ તુમસેં લીનો, મીન વસત જયું જલમેં હો ॥ પ્રભુજી ॥ તું૦ ॥ ૨ ॥ ભવ ભવ ભમતાં મેં દરિસણ પાયો, આશા પૂરો એક પલમેં હો ॥ પ્રભુજી ॥ તું૦ ॥ જિનરંગ કહે પ્રભુ શાંતિ જિણેસર, દેખ્યો જયું દેવ સકલમેં હો ॥ પ્રભુજી૦ ॥ તું૦ ॥ ૩ ॥ ઈતિ ॥

(૪)

સોલમા શ્રી જિનરાજ, ઓલગ સુણો અમતણી ॥ લલના ॥ ભગતથી એવડી કેમ, કરો છો ભોલામણી ॥ લ૦ ॥ ચરણે વિલગ્યો જેહ, આવીને થઈ ખરો ॥ લ૦ ॥ નિપટ તેહથી કોણ, રાખે રસ અંતરો ॥ લ૦ ॥ ૧ ॥

મેં તુજ કારણ સ્વામી, ઉવેખ્યા સુર ઘણા ॥ ॥ લ૦ ॥ માહરી હિશાથી મેં તો, ન રાખી કાંઈ મણા ॥ લ૦ ॥ તો તુમેં મુજથી કેમ, અપૂઠા થઈ રહો ॥ લ૦ ॥ ચૂક હોવે જો કોય, સુખે મુખથી કહો ॥ લ૦ ॥ ૨ ॥ તુજથી અવર ન કોય, અધિક જગતીતળે ॥ લ૦ ॥ જેહથી ચિત્તની વૃત્તિ, એકાંગી જઇ મળે ॥ ॥ લ૦ ॥ દીજે દરિસન વાર, ઘણી ન લગાવીએ ॥ લ૦ ॥ વાતડલી અતિ મીઠીયે, કિમ વિરમાવીએ ॥ લ૦ ॥ ૩ ॥ તું જો જળ તો હું કમલ, કમલ તો હું વાસના ॥ લ૦ ॥ વાસના તો હું ભ્રમર, ન મૂકું આસના ॥લ૦ તું છોડે પણ હું કેમ, છોડીશ તુજ ભણી ॥ ॥ લ૦ ॥ લોકોત્તર કોઇ પ્રીતિ, આવી તુજથી બની ॥ લ૦ ॥ ૪ ॥ હુરથી શાને સમકિત, દેઇને ભોળવ્યો ॥ લ૦ ॥ હવે કિમ જાઉ ખોટે, દિલાસે ઓલવ્યો ॥ લ૦ ॥ જાણી આસો દાસ, વિમાસો છો કિસ્યું ॥ લ૦ ॥ અમે પણ ખિજમતમાંહિ, કે ખોટા કિમ થ-

શું ॥ લ૦ ॥ ૫ ॥ બીજી ખોટી વાતે, અમે રાચું નહીં ॥ લ૦ ॥ મેં તુમ આગળ માહરા, મનવાળી કહી ॥ લ૦ ॥ રાખો પૂરણ પ્રીતિ, વિમાસો શું તમે ॥ લ૦ ॥ અવસર લહી એકાંત, વિનવીએ છે અમે ॥ લ૦ ॥ ॥ ૬ ॥ અંતરજામી સ્વામી, અચિરાનંદના ॥ લ૦ ॥ શાંતિકરણ શ્રી શાંતિજી, માનજો વંદના ॥ લ૦ ॥ તુજ સેવનાથી તન મન, આણંદ ઉપન્યો ॥ લ૦ ॥ કહે મોહનમનરંગ, સુપંડિત રૂપનો ॥ લ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

(૫)

( ગરબાની દેશી. )

અચિરાનંદન વંદના રે લો, કાંઇ ભવ ભય ફંદ નિકંદના રે લો ॥ આરાધો આનંદમાં રે લો, કાંઇ મ પડો માયા ફંદમાં રે લો ॥ અચિ૦ ॥ ૧ ॥ હું તો પ્રભુને પૂજવા નિસર્યો રે લો, મુને ઘરનો ધંધો વિસર્યો રે લો ॥ મુખડું જોવા તાહરૂં રે લો, વહાલા મોહી રહ્યું મન માહરૂં રે લો ॥ અચિ૦ ॥૨॥

તાહરૂં રૂપ દીઠું જેવારનું રે લો, મુને વિ-
સર્યું પૂરવ સંસારનું રે લો ॥ તાહારી મૂરત
દીઠી જે ઘડી રે લો, મ્હારી આંખ હેયાની
ઉઘડી રે લો ॥ અચિં૦ ॥ ૩ ॥ મુને તુજશું
લાગી મોહની રે લો, મુને ન ગમે સંગત કે-
હની રે લો ॥ મુને ઘડી ઘડી તું સાંભરે રે
લો, વળી વિસાર્યો નવિ વિસરે રે લો ॥અ-
ચિં૦ ॥ ૪ ॥ રૂડી અણીઆલી તુજ આંખડી
રે લો, તેતો જાણુ કમળની પાંખડી રે લો ॥
મસ્તક મુકુટ સોહામણો રે લો, મુને જોવાનો
અલજો ઘણો રે લો ॥ અચિં૦ ॥ ૫ ॥ બાંહે
બાજુબંધ બહિરખા રે લો, કાંઇ કાને કુંડલ
સારિખા રે લો ॥ હાર હૈયે અતિ સોહતોરે
લો, તેતો ભવિયણનાં મન મોહતો રે લો ॥
॥ અચિં૦ ॥ ૬ ॥ પંચરંગી આંગી બની રે
લો, કાંઇ શી શોભા કહું તેહની રે લો ॥
ફૂલ પગર અતિ ફૂટરો રે લો, તાહારા વચણ
અમીરસ ઘૂટડો રે લો ॥ અચિં૦ ॥ ૭ ॥
દીપ ઝાલા ધૂપ આરતી રે લો, દુઃખ દાહગ

ફરે વારતી રે લો ॥ તાથે તાથે તાનમાં રે લો, તુને ગાયે સુરનર ગાનમાં રે લો ॥ અચિં૦ ॥ ॥ ૮ ॥ જો સેવક કરી લેખવો રે લો, તો સુનજરે સાહામું દેખવો રે લો ॥ ઉદયરતન કહે આજથી રે લો, મહારે કાજ સર્યાં જિન રાજથી રે લો ॥ અચિં૦ ॥ ૯ ॥ ઇતિ ॥

## શ્રી પાર્શ્વજિન સ્તવનો.

(૧)

જિનજી ગોડીમંડણ પાસકે, વિનતિ સાંભલો રે લો ॥ જિનજી અરજ કરૂં સુવિલાસકે, મૂકી આમલો રે લો ॥ જિનજી તુમ દર્શનને કાજ કે, જીવડો ટળવળે રે લો ॥ જિનજી મહેર કરો મહારાજ કે, આસા સવિ ફલે રે લો ॥ ૧ ॥ જિનજી મનભમરો લલચાય કે, પ્રભુની ઓલગે રે લો ॥ જિનજી જેમ તેમ મેળો થાય કે, તે કરજો વગેરે લો ॥ જિનજી દૂરથકાં પણ નેહ કે, સાચો માનજો રે લો ॥ જિનજી તુમથી લહું ગુણગેહ કે, અમૃત પાનજો રે લો ॥ ૨ ॥ જિનજી પ્રભુશું

બાંધ્યો પ્રેમકે, તે કેમ વિસરે રે લો ॥ જિન- જી બીજે જાવા નિયમ કે, પ્રભુથી દિલ ઠરે રે લો ॥ જિનજી જોતાં તાહરૂં રૂપકે, અનુભવ સાંભરે રે લો ॥ જિનજી તાહરી જ્યોતિ અનુપ કે, ચિંતા દુઃખ હરે રે લો ॥ ૩ ॥ જિનજી એહું ભોજન ખાય કે, મીઠાઇની લાલચે રે લો ॥ જિનજી આતમને હિત થાય કે, પ્રભુના ગુણ રૂચે રે લો ॥ જિનજી કર્મ તણાં બળ જોર કે, તેહથી તારિયે રે લો ॥ જિનજી સમકિતના જે ચોર કે, તેહને વારિયે રે લો ॥ ૪ ॥ જિનજી નિજ સેવક જાણીને મુક્તિ બતાવીયે રે લો ॥ જિનજી કરૂણારસ આણીને, મનમાં લાવીયે રે લો ॥ જિનજી વાચક સહજ સુંદરનો, સે- વક એમ કહે રે લો ॥ જિનજી પંડિત શ્રી નિત્યલાભ કે, પ્રભુથી સુખ લહે રે લો ॥ ૫ ॥ ઇતિ ॥

(૨)

પાસ સંખેશ્વરા સાર કર સેવકા, દેવ કાં એવડી વાર લાગે ॥ કોડિ કર જોડી દરબાર

આગેં ખડા, ઠાકુરા ચાકુરા માન માગે ॥પા૦ ॥ ૧ ॥ જગતમાં દેવ જગદીશ તું જાગતો, એમ શું આજ જિનરાજ ઉંઘે ॥ મ્હોટા દાનેશ્વરી તેહને દાખીયે, દાન દિયે જેહ જગ કાળ સુંધે ॥ પા૦ ॥ ૨ ॥ ભીડ પડી જાદવા જોર લાગી જરા, તિણ સમે ત્રિકમે તુજ સંભાર્યો ॥ પ્રગટી પાતાળથી પલકમાં તેં પ્રભુ ભક્તજન તેહનો ભય નિવાર્યો ॥ પા૦ ॥ ૩॥ પ્રગટ થા પાસજી મેલી પડદો પરો, મોડ અસુરાણને આપ છોડો ॥ મુજ મહીરાણ મંજૂસમાં પેસીને, ખલકના નાથજી ! બંધ ખોલો ॥ પા૦ ॥ ૪ ॥ આદિ અનાદિ અરિહંત તું એક છે, દીનદયાળ છે કોણ દૂજો ? ॥ ઉદયરત્ન કહે પ્રગટ પ્રભુપાસજી, પામી ભયભંજનો એહ પૂજો ॥ પા૦ ॥ ૫ ॥ ઇતિ॥

(૩)

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો ॥ સાંભળીને હું આવ્યો તીરે જનમ મરણ દુઃખ વારો ॥ સેવક અરજ કરે

છે રાજ, અમને શિવસુખ આપો ॥ ૧ ॥ સહુકોનાં મન વંછિત પૂરો, ચિંતા સહુની ચુરો ॥ એહવું બિરૂદ છે રાજ તુમારૂં, કેમ રાખો છો દૂરે ॥ સેવક૦ ॥ ૨ ॥ સેવકને વલવલતો દેખી, મનમાં મહેર ન ધરશો ॥ કરૂણાસાગર કેમ કહેવાશો, જો ઉપકાર ન કરશો ॥ સેવક૦ ॥ ૩ ॥ લટપટનું હવે કામ નહિં છે, પ્રત્યક્ષ દરિસન દીજે ॥ ધુંઆડે ધીજુ નહિ સાહિબ, પેટ પડ્યા પતીજે ॥ સેવક૦ ॥ ૪ ॥ શ્રી સંખેશ્વર મંડણ સ્વામિ, વિનતડી અવધારો ॥ કહે જિનહર્ષ મયા કરી મુજને, ભવસાગરથી તારો ॥ સેવક૦ ॥ ૫॥

(૪)

આવો આવો પાસજી મુજ મળીયા રે, મ્હારા મનના મનોરથ ફળીયા ॥ આવો૦ ॥ ॥ એ આંકણી ॥ તાહારી મુરત મોહનગારી રે, સહુ સંઘને લાગે છે પ્યારી રે ॥ તમને મોહી રહ્યા સુરનર નારી ॥ આવો૦ ॥ ૧ ॥

અલબેલી મુરત પ્રભુ તારી રે, તારા મુખડા ઉપર જાઉં વારી રે ॥ નાગ નાગણી જોડ ઉગારી ॥ આવો૦ ॥ ૨ ॥ ધન્ય ધન્ય દેવાધિ દેવા રે, સુરલોક કરે છે સેવા રે ॥ અમને આપોને શિવપુર મેવા ॥ આવો૦ ॥ ૩ ॥ તમે શિવરમણીના રસીયા રે, જઇ મોક્ષપુરીમાં વસિયા રે ॥ મારા હ્રદય કમળમાં વસિયા ॥ ॥ આવો૦ ॥ ૩ ॥ જે કોઇ પાસતણા ગુણ ગાશે રે, ભવ ભવનાં તે પાતિક જાશે રે ॥ તેનાં સમકિત નિર્મળ થાશે ॥ આવો૦ ॥ ૫॥ પ્રભુ ત્રેવીશમા જિનરાયા રે, માતા વામાદેવીના જાયા રે ॥ અમને દરિશન દ્યોને દયાળા ॥ આયો૦ ॥ ૬ ॥ હું તો લળી લળી લાગું છું પાય રે, મારા ઉરમાં તે હરખ ન માય રે ॥ એમ માણેકવિજય ગુણ ગાય ॥ ॥ આવો૦ ॥ ૭ ॥ ઇતિ ॥

(૫)

આજ શંખેશ્વરજિન ભેટીયે, ભેટતાં ભવ દુઃખ નાસે ॥ સાહેબ મોરા રે ॥ જયો અ-

શ્વસેન કુલચંદ્રમા, માતા વામા સુત પાસે ॥
॥ સા૦ ॥ ૧ ॥ ભક્તવત્સલ જન ભયહરૂ,
હસતાં હણીયા ષટહાસ્ય ॥ સા૦ ॥ દાનાદિક
પાંચને દુહુંવ્યા, ફરી નાવે પાસની પાસ ॥
॥ સા૦ ॥ આ૦ ॥ ૨ ॥ કરી કામને કારમી
કમ કમી, મિથ્યાત્વને ન દિઉં માન ॥સા૦॥
અવિરતિને રતિ નહિ એક ઘડી, અવગુણી અ
લગું અજ્ઞાન ॥ સા૦ ॥ આ૦ ॥ ૩ ॥ નિંદક
નિદ્રાને નાસવી, મૃતરાગને રેગ અપાર ॥
॥ સા૦ ॥ એક ધક્કે દ્વેષને ટાલીયો, એમ
નાઠા દોષ અઢાર ॥ સા૦ ॥ આ૦ ॥ ૪ ॥
વળી મત્સર મોહ મમત ગયા, અરિહા નિ-
રિહા નિરદોષ ॥ સા૦ ॥ ધરણેંદ્ર કમઠ સુર
બિહું પરે, તુસ માત્ર નહિ તોસ રોષ ॥સા૦॥
॥ આ૦ ॥ ૫ ॥ અચરિજ સુણજો એક તેણે
સમે, શત્રુને સમકિત દાય ॥ સા૦ ॥ ચંદન
પારસ ગુણ અતિ ઘણા, અક્ષર થોડે ન ક-
હાય ॥ સા૦ ॥ આ૦ ॥ ૬ ॥ જાગરણ દિશા
ઉપર ચઢયા, ઉજાગરણે વિતરાગ ॥ સા૦ ॥

આલંબન ધરતાં પ્રભુતણો, પ્રભુતા સેવક સૌભાગ્ય ॥ સા૦ ॥ આ૦ ॥ ૭ ॥ ઉપાદાન કારણ કારિય સિધે, અસાધારણ કારણ નિત્ય ॥ સા૦ ॥ જો અપેક્ષા કારણ ભવિ લહે, ફળ દાયી કારણ નિમિત્ત ॥ સા૦ ॥ આ૦ ॥ ૮ ॥ પ્રભુ ત્રાયક સ્હાયકતા ધરી, દાયક નાયક ગંભીર ॥ સા૦ ॥ નિજ સેવક જાણી નિવાજીયે, તુમ ચરણે નમે શુભવીર ॥સા૦॥આ૦॥૯॥

## અથ શ્રી મહાવીરસ્વામીનાં સ્તવનો.

(૧)

ત્રિસલાનંદન ચંદન શીત, દર્શન અનુભવ કરીયે નિત્ય ॥ સ્વામી સેવીયે ॥ તુમ દર્શનથી અલગા જેહ, વળગ્યા કર્મ પિશાચ ન છેહ ॥ સ્વામી સેવીયે ॥ ૧ ॥ હું પણ ભમીયો આ સંસાર, દર્શન દીઠા વિણ નિરધાર ॥ સ્વા૦ ॥ અબ તુમ દર્શન દીઠું રત્ન, નિજ ઘરમાં રહી કરશું યત્ન ॥ સ્વા૦ ॥ ॥ ૨ ॥ દર્શનથી જો દર્શન થાય, તે આ-

ખુંદ તો જગત ન માય ॥ સ્વા૦ ॥ ભવભ્રમણાદિક દૂરે જાય, ભવથિતિ ચિંતન અલ્પ ઠરાય ॥ સ્વા૦ ॥ ૩ ॥ તસ લક્ષણ પ્રગટે ઘટ માંહિ, વૈશાલિક[1] પ્રભુ વૂઠો ઉછાંહી ॥ સ્વા૦ ॥ અમૃત લેશ લહે એકવાર, રોગ નહિ ફરી અંગ મોઝાર ॥ સ્વા૦ ॥ ૪ ॥ દર્શન ફરશન હોવે તાસ, સવેદન દર્શનનો નાશ ॥ સ્વા૦ ॥ પણ જો જાય પલાંડુ[2] પાસ, તો મહ મહકે વાસ બરાસ ॥ સ્વા૦ ॥ ૫ ॥ દેવ કુદેવની સેવા કરંત, ન લહ્યું દર્શન શ્રી ભગવંત ॥ ॥ સ્વા૦ ॥ એક ચિત્ત નહિં એકની આશ, પગ પગ તે દુનિયાના દાસ ॥ સ્વા૦ ॥ ૬ ॥ વેશ[3] આડમ્બરે ક્ષણ કેઈ ઘાટ, તસ મુખ દર્શન દૂરે દાટ ॥ સ્વા૦ ॥ લોક કહે ધિક ચિત્ત ઉચ્ચાટ, ઘર ઘર ભટકે તે બારે વાટ ॥સ્વા૦॥ ॥ ૭ ॥ તિણવિધ ભટકયો કાળ અનંત, મલિયા ફલિયા નહિં અરિહંત ॥ સ્વા૦ ॥ તે દિન દર્શન તો પ્રતિપક્ષ, હવે દર્શન ફ-

---

૧ વર્ધમાન (મહાવીર) ૨ ડુંગળી. ૩ વેશ્યાની

લસે પ્રત્યક્ષ ॥ સ્વા૦ ॥ ૮ ॥ પ્રીતિ ભક્તિયે ચોળનો રંગ, ગુણ દર્શને ગયો રંગ પતંગ ॥ ॥ સ્વા૦ ॥ અણમળવે હુવે મન ઉત્કંઠ, મળવે દુઃખ કરે વિરહ ઉલ્કંઠ ॥ સ્વા૦ ॥ ૯ ॥ અનુભવ દર્શને બિહું દુઃખ નાસ, રાત્રિ દિવસ રહો હુંડા પાસ ॥ સ્વા૦ ॥ +ક્ષય ઉપશમ ગુણ ખાયક હાય, ગર્ભવતી પ્રિયા પુત્ર જણાય ॥ સ્વા૦ ॥ ૧૦ ॥ રંગ મહોલમાં ઉત્સવ થાય, મોહ કુટુંબ તે રોતું જાય ॥ ॥ સ્વા૦ ॥ શ્રી શુભવિજય સુણો જગદીશ, વીર કહે પછે દેજો આશીષ ॥ સ્વા૦ ॥૧૧॥

(૨)

સિદ્ધારથના રે નંદન વિનવું, વિનતડી અવધાર ॥ ભવમંડપમાંરે નાટક નાચિયો, હવે મુજ દાન દેવાડ+ ॥ હવે મુજ પાર ઉતાર ॥ સિદ્ધા૦ ॥ ૧ ॥ ત્રણ રતન મુજ આપો તાતજી, જેમ નાવે રે સંતાપ ॥ દાન દે-

+ ક્ષયોપશમ. + અભ્યાસવડે.

થંતાં રે પ્રભુકોસીર+ કિસી, આપો પદવી રે આપ ॥ સિદ્ધા૦ ॥ ૨ ॥ ચરણ અંગૂઠે મેરૂ કંપાવિયો, સુરનાં મોડયાં રે માન ॥ અષ્ટકર્મનો રે ઝગડો જીતવા, દીધાં વરસી રે દાન ॥ સિદ્ધા૦ ॥ ૩ ॥ શાસન નાયકશિવ સુખ દાયક, ત્રિસલા કુખે રતન ॥ સિદ્ધારથનો રે વંશ દીપાવિયો, પ્રભુજી તમે ધન્ય ધન્ય ॥ સાહેબ તુમે ધન્ય ધન્ય ॥ સિદ્ધા૦ ॥ ૪ ॥ વાચકશેખર કીર્તિવિજય ગુરૂ, પામી તાસ પસાય ॥ ધર્મતણે રસે જિન ચોવીશમા, વિનયવિજય ગુણ ગાય ॥ સિદ્ધા૦ ॥ ૫ ॥

(૩)

માહારી વીર પ્રભુજીને વંદના રે, એની વંદના તે પાપનિકંદના રે ॥ મા૦ ॥ હાંરે હુંતો કળસ ભરૂં તે ગંગાનીરના રે, હુંતો નવણ કરૂં મહાવીરના રે ॥ મા૦ ॥ ૧ ॥ હું તો પ્યાલા ભરૂં કેશર ઘોળના રે, માંહે મૃગ મદ ભેળું બહુ મૂલના રે ॥ મા૦ ॥ ૨ ॥ હું

+ સાયક ગુણ પ્રગટે.

તો તિલક કરૂં નવે અંગનાં રે, હું તો ફૂલ ચઢાવું પંચરંગનાં રે ॥ મા૦ ॥ ૩ ॥ હું તો પૂજા કરીને થાઉં પાવના રે, હું તો ભાવું તે આગલ ભાવનારે ॥ મા૦ ॥ ૪ ॥ એવા ભાવ ભલા સુંદરા શેહેરના રે, તિહાં વીર બિરાજે જયજયકારના રે ॥ મા૦ ॥ ૫ ॥ તિહાં સંઘ સદા આનંદના રે, તિહાં કરે ક-લ્યાણુ નિત્ય વંદના રે ॥ મા૦ ॥ ૬ ॥

(૪)

વીર જિણેસર સાહિબ મેરા, પાર ન લ-હું તેરા ॥ મહેર કરી ટાલો મહારાજજી, જનમ મરણના ફેરા હો ॥ જિનજી આજ હું શરણે આયો ॥ ૧ ॥ ગર્ભાવાસ તણા દુઃખ મહોટાં, ઊંધે મસ્તક રહિયો ॥ મળ મૂતરમાં-હે લપટાણો, એહવાં દુઃખ મેં સહિયાં હો ॥ ॥ જિ૦ ॥ ૨ ॥ નરક નિગોદમાં ઉપનો ને ચવિયો, સૂક્ષ્મ બાદર થઇયો ॥ વેહેંધાણો સુઇને અગ્રભાગે, માન તિહાં કિહાં રહિયોહો ॥ જિ૦ ॥ ૩ ॥ નરકતણી વેદના અતિ ઉલ્લસ-

સી, સહી તે જીવે બહુ ॥ પરમાધામીને વ-
શ પડીયો, તે જાણો તમે સહુ હો ॥ જિ૦ ॥
॥ ૪ ॥ તિર્યંચતણા ભવ કીધા ઘણેરા, વિ-
વેક નહીંય લગાર ॥ નિશિદિનનો વ્યવહાર
ન જાણ્યો, કેમ ઉતરાયે પાર હો ॥ જિ૦ ॥
॥ ૫ ॥ દેવતણી ગતિ પુણ્યે હું પામ્યો, વિ-
ષયારસમાં ભીનો ॥ વ્રત પચ્ચખ્ખાણ ઉદય
નવિ આવ્યાં, તાન માનમાંહે લીનો હો ॥
॥ જિ૦ ॥ ૬ ॥ મનુષ્ય જન્મ ને ધર્મ સામ-
ગ્રી, પામ્યો હું બહુ પુણ્યે ॥ રાગ દ્વેષમાંહે
બહુ ભળિયો, ન ટળી મમતા બુદ્ધિ હો ॥
॥ જિ૦ ॥ ૭ ॥ એક કંચન ને બીજી કામિ-
ની, તેહશું મનડું બાંધ્યું ॥ તેના ભોગ લેવા
ને હું શૂરો, કેમ કરી જિનધર્મ સાધું હો ॥
॥ જિ૦ ॥ ૮ ॥ મનની દોડ કીધી અતિ
ઝાઝી, હું હજુ ટેકે જડ જેહવો ॥ કલિકાલ
કલ્પ મેં જન્મ ગમાયો, પુનરપિ પુનરપિ તે-
હવો હો ॥ જિ૦ ॥ ૯ ॥ ગુરૂ ઉપદેશમાં હું
નથી ભીનો, નાવિ સદ્દહણા સ્વામી ॥ હવે

વડાઇ જોઇયે તમારી, ખીજમતમાંહિ છે ખા-
મી હો ॥ જિ૦ ॥ ૧૦ ॥ ચાર ગતિમાંહે
રડવડીયો, તોએ ન સીધાં કાજ ॥ ઋષભ
કહે તારો સેવકને, બાંહે ગ્રહ્યાની લાજ હો
॥ જિ૦ ॥ ૧૧ ॥ ઇતિ ॥

(૫)

તાર હો તાર પ્રભુ, મુઝ સેવક ભણી, જ
ગતમાં એટલું સુજશ લીજે ॥ દાસ અવગુણ
ભર્યો, જાણી પોતાતણો, દયાનિધિ દીનપર
દયા કીજે ॥ ૧ ॥ તા૦ ॥ રાગ દ્વેષે ભર્યો,
મોહ વૈરી નડયો, લોકની રીતિમાં ઘણું એ
રાતો ॥ ક્રોધવશ ધમધમ્યો, શુદ્ધ ગુણ નવિ
રમ્યો, ભમ્યો ભવમાંહિ હું વિષય માતો ॥
॥ ૨ ॥ તા૦ ॥ આદર્યું આચરણ, લોક ઉપ-
ચારથી, શાસ્ત્ર અભ્યાસ પણ કાંઈ કીધો ॥
શુદ્ધ શ્રદ્ધાન વળિ, આત્મ અવલંબ વિનુ, તેહવો
કાર્ય તિણે કો ન સીધો ॥ ૩ ॥ તા૦ ॥
સ્વામિ દરિસણ સમો, નિમિત લહી નિર્મળો
જો ઉપાદાન એ શુચિ ન થાશે ॥ દોષ કો

વસ્તુનો, અહવા ઉધમતણો, સ્વામી સેવા લ-હી નિકટ લાશે ॥ ૪ ॥ તા૦ ॥ સ્વામિ ગુણ ઓળખી, સ્વામિને જે ભજે, દરિસણ શુદ્ધ-તા તેહ પામે ॥ જ્ઞાન ચારિત્ર તપ, વીર્ય ઉલ્લાસથી, કર્મ ઝીપી વસે મુક્તિધામે ॥ ૫ ॥ ॥ તા૦ ॥ જગત વત્સલ, મહાવીર જિનવર સુણી, ચિત્ત પ્રભુ ચરણને શરણ વાસ્યો ॥ તારજો બાપજી, બિરૂદ નિજ રાખવા, દાસ-ની સેવના રખે જોશો ॥ ૬ ॥ તા૦ ॥ વિન-તિ માનજો, શક્તિ એ આપજો, ભાવ સ્યા-દ્વાદતા શુદ્ધ ભાસે ॥ સાધિ સાધક દશા, સિ-દ્ધતા અનુભવી, દેવચંદ્ર વિમલ પ્રભુતા પ્ર-કાસે ॥ ૭ ॥ તા૦ ॥ ઇતિ ॥

## અથ શ્રી સીમંધરસ્વામિનું સ્તવન.

(૧)

મનડું તે માહારૂં મોકલે, મહારા વાહાલા જી રે ॥ સસિહર સાથે સંદેશ, જઇને કહેજો મારા વાહાલાજી રે ॥ એ આંકણી ॥ ભરતના ભક્તને તારવા ॥ મા૦ ॥ એકવાર આવોને

આ દેશ ॥ જઈ૦ ॥ ૧ ॥ પ્રભુજી વસો પુ-
ષ્કલાવતી ॥ મા૦ ॥ મહાવિદેહ ક્ષેત્ર મઝાર
॥ જઈ૦ ॥ પુરી રાજે પુંડરિગિણી ॥ મા૦ ॥
જિહાં પ્રભુનો અવતાર ॥ જઈ૦ ॥ ૨ ॥ શ્રી
સીમંધર સાહિબા ॥ મા૦ ॥ વિચરંતા વી-
તરાગ ॥ જઈ૦ ॥ પડિબોહો બહુ પ્રાણીને ॥
॥ મા૦ ॥ તેહનો પામે કુણ તાગ ॥ જઈ૦ ॥
॥ ૩ ॥ મન જાણે ઉડી મળું ॥ મા૦ ॥ પણ
પોતે નહીં પાંખ ॥ જઈ૦ ॥ ભગવંત તુમ
જોવા ભણી ॥ મા૦ ॥ અલજો ધરે છે બેહુ
આંખ ॥ જઈ૦ ॥ ૪ ॥ દુર્ગમ મહોટા ડું-
ગરા ॥ મા૦ ॥ નદી નાળાનો નહિ પાર ॥
॥ જઈ૦ ॥ ઘાંટીની આંટી ઘણી ॥ મા૦ ॥
અટવી પંથ અપાર ॥ જઈ૦ ॥ ૫ ॥ કોડી
સોનેયે કાશીદી ॥ મા૦ ॥ કરનારો નહીં કોય
॥ જઈ૦ ॥ કાગળીયો કેમ મોકલું ॥ મા૦ ॥
હોંશ તો નિત્ય નવલી હોય ॥ જઈ૦ ॥ ૬ ॥
લખું જે જે લેખમાં ॥ મા૦ ॥ લાખ ગમે
અભિલાષ ॥ જઈ૦ ॥ તમે લેજામાં તે લહો

॥ મા૦ ॥ મુજમન પૂરે છે સાખ ॥ જ૦ ॥૭॥
લોકાલોક સરૂપના ॥ મા૦ ॥ જગમાં તુમે છો
જાણુ ॥ જ૦ ॥ જાણ આગે શું જણાવીયે
॥ મા૦ ॥ આખર અમે અજાણ ॥જ૦॥૮॥
વાચક ઉદયની વિનતિ ॥ મા૦ ॥ સસિહર
કહ્યા સંદેશ ॥ જ૦ ॥ માની લેજો માહરી
॥ મા૦ ॥ વસતાં દૂર વિદેશ ॥ જ૦ ॥ ૯॥

## અથ શ્રી તીર્થમાલાનું સ્તવન.

શેત્રુંજે ઋષભ સમોસર્યા, ભલા ગુણ ભ-
ર્યા રે ॥ સિધ્ધા સાધુ અનંત, તીરથ તે ન-
મું રે ॥ ત્રણ કલ્યાણિક તિહાં થયાં, મુગતે
ગયા રે ॥ નેમિસર ગિરનાર ॥ તી૦ ॥ ૧ ॥
અષ્ટાપદ એક દેહરો, ગિરિ સેહરો રે ॥ ભ-
રતે ભરાવ્યાં બિંબ ॥ તી૦ ॥ આબુ ચોમુ-
ખ અતિ ભલો, ત્રિભુવન તિલો રે ॥ વિમલ
વસહિ વસ્તુપાલ ॥ તી૦ ॥ ૨ ॥ સમેતશિ-
ખર સોહામણો, રળીયામણો રે ॥ સિધ્ધા
તિર્થંકર વીશ ॥ તી૦ ॥ નયરી ચંપા નિ-

રખીયે, હૈયે હરખીયે રે ॥ સિધ્યા શ્રી વા-
સુપૂજ્ય ॥ તી૦ ॥ ૩ ॥ પૂર્વ દિશે પાવાપુરી,
ઋદ્ધે ભરી રે ॥ મુક્તિ ગયા મહાવીર ॥
॥ તી૦ ॥ જેસલમેર જુહારીયે, દુઃખ વારીયે
રે ॥ અરિહંત બિંબ અનેક ॥ તી૦ ॥ ૪ ॥
વિકાનેરજ વંદિયે, ચિરનંદીયે રે ॥ અરિહંત
દેહરાં આઠ ॥ તી૦ ॥ સોરિસરો સંખેસરો,
પંચાસરો રે ॥ ફુલોધી થંભણપાસ ॥તી૦ ॥
॥ ૫ ॥ અંતરિક અજાવરો, અમીઝરો રે ॥
જીરાવલો જગનાથ ॥ તી૦ ॥ ત્રૈલોક્ય દી-
પક દેહરો, જાત્રા કરો રે ॥ રાણપુરે રિસહેસ
॥ તી૦ ॥ ૬ ॥ શ્રીનાડુલાઈ જાદવો, ગોડી સ્તવો
રે ॥ શ્રી વરકાણો પાશ ॥ તી૦ ॥ નંદીશ્વરનાં
દેહરાં બાવન ભલાં રે ॥ રૂચક કુંડલે ચાર
ચાર ॥ તી૦ ॥ ૭ ॥ શાશ્વતી અશાશ્વતી,
પ્રતિમા છતી રે ॥ સ્વર્ગ મૃત્યુ પાતાલ ॥
તી૦ ॥ તીરથ યાત્રા ફળ તિહાં, હોજો મુજ
ઇહાં રે ॥ સમયસુંદર કહે એમ ॥તી૦॥ ૮ ॥

## અથ શ્રી ગિરનારજીનું સ્તવન.

સહુસાવન જઇ વસિયે, ચાલોને સખી સહુસાવન જઈ વસિયે ॥ ઘરનો ધંધો કબુઆન પૂરો, જો કરીયે અહોનિશિયે ॥ ચા૦ ॥ પીચરમાં સુખ ઘડીય ન દીઠું, ભય કારણ ચઉદિશિયે ॥ ચા૦ ॥ ૧ ॥ નાક વિહુણા સચલ કુટુંબી, લજ્જા કિમપિ નપસિયે ॥ ॥ ચા૦ ॥ ભેલાં જમીયે ને નજર નહીસે, રહેવું ઘોર તમસીયે ॥ ચા૦ ॥ ૨ ॥ પિયર પાછલ છલ કરી મેહેલ્યું, સાસરીયે સુખ વસીયે ॥ ચા૦ ॥ સાસુડી તે ઘરઘર ભટકે, લોકને ચટકે ડસીયે ॥ ચા૦ ॥ ૩ ॥ કહેતાં આસુ આવે હાંસુ, ભુંશીયે મુખ લઈ મશીયે ॥ ચા૦ ॥ કંત અમારો બ.લોભોલો, જાણે ન અસિ મસિ કસીયે ॥ ચા૦ ॥ ૪ ॥ જુઠાબોલી કલહણ શીલા, ઘરઘર શુની જ્યૂં ભસીયે ॥ ચા૦ ॥ એ દુઃખ દેખા હઈડું સુંજે, દુર્જનથી દૂર ખસીયે ॥ ચા૦ ॥ ૫ ॥

રૈવતગિરિનું ધ્યાન ન ધરીયું, કાળ ગયો હુ-
સમશીયે ॥ ચા૦ ॥ શ્રી ગિરનારે ત્રણ ક-
લ્યાણક, નેમી નમન ઉલ્લસીયે ॥ ચા૦ ॥૬॥
શિવ વરશે ચોવીશ જિનેશ્વર, અનાગત ચ-
ઉવીશીયે ॥ ચા૦ ॥ કૈલાસ ઉજયંત રૈવત
કહીયે, શરણ ગિરિને ફરસીયે ॥ ચા૦ ॥૭॥
ગિરનાર નંદભદ્ર એ નામે, આરે આરે છ
પ્રવસિયે ॥ ચા૦ ॥ દેખી મહિતલ મહિમા
મહોટો, પ્રભુ ગુણ જ્ઞાન વસિયે ॥ ચા૦ ॥
॥ ૮ ॥ અનુભવ રંગ વાધે તેમ પૂજો, કેસર
ઘસી ઓરશીએ ॥ ચા૦ ॥ ભાવ સ્તવ સુર
કેવલ પ્રગટે, શ્રી શુભવીર વિલસીયે ॥ચા૦॥

## અથ શ્રી આબુજીનું સ્તવન.

આદિ જિણેસર પૂજતાં દુઃખ મેટો રે,
આબૂગઢ દૃઢ ચિત્ત ॥ ભવિ જઈ ભેટો રે ॥
દેલવાડે દેહેરાં નમી ॥ દુ૦ ॥ ચાર પરિમિત
નિત્ય ॥ ભ૦ ॥ ૧ ॥ વીશ ગજમણ પદમા-
વતી ॥ દુઃખ૦ ॥ ચક્રેસરી દંડ આણુ ॥

॥ ભ૦ ॥ શંખુ દીયે અંબી સુરી ॥દુઃખ૦॥ પંચ કોશ વહે બાણુ ॥ ભ૦ ॥ ૨ ॥ બાર પાદશાહ જીતીને ॥ દુઃખ૦ ॥ વિમલ મંત્રી આલ્હાદ ॥ ભ૦ ॥ દ્રવ્ય ભરી ધરતી કીયો ॥ દુઃખ૦ ॥ ઋષભદેવ પ્રાસાદ ॥ ભ૦ ॥૩॥ બિહુત્તર અધિકાં આઠશેં ॥ દુઃખ૦ ॥ બિંબ પ્રમાણુ કહાય ॥ ભ૦ ॥ પન્નરસેં કારીગરે ॥ ॥ દુઃખ૦ ॥ વરસ ત્રિકે તે થાય ॥ ભ૦ ॥૪॥ દ્રવ્ય અનુપમ ખરચિયો ॥ દુઃખ૦ ॥ લાખ ત્રેપન બાર કોડ ॥ ભ૦ ॥ સંવત દશ અઠ્ઠા-શીયે ॥ દુઃખ૦ ॥ પ્રતિષ્ઠા કરી મન હોડ ॥ ॥ ભ૦ ॥ ૫ ॥ દેરાણી જેઠાણીના ગોખલા ॥ ॥ દુઃખ૦ ॥ લાખ અઢાર પ્રમાણ ॥ ભ૦ ॥ વસ્તુપાળ તેજપાળની ॥ દુઃખ૦ ॥ એ દાય કાંતા જાણ ॥ ભ૦ ॥ ૬ ॥ મૂલનાયક નેમી સર ॥ દુઃખ૦ ॥ ચારશેં અડશઠ બિંબ ॥ ॥ ભ૦ ॥ ઋષભ ધાતુમય દેહરે ॥ દુઃખ૦ ॥ એકસો પિસ્તાલીશ બિંબ ॥ ભ૦ ॥ ૭ ॥ ચઉમુખ ચૈત્ય જૂહારીયે ॥ દુઃખ૦ ॥ કાઉસ્સ-

ગીયા ગુણવંત ॥ ભ૦ ॥ બાણું મિત્ત તેમાં કહ્યું ॥ દુઃખ૦ ॥ અગન્યાસી અરિહંત ॥ ॥ ભ૦ ॥ ૮ ॥ અચલગઢે પ્રભુજી ઘણા ॥ ॥ દુઃખ૦ ॥ જાત્રા કરો હુંશિયાર ॥ ભ૦ ॥ ક્રોડી તપે ફળ જે લહે ॥ દુઃખ૦ ॥ તે પ્રભુ ભક્તિ વિચાર ॥ ભ૦ ॥ ૯ ॥ સાલંબન નિ- રાલંબને ॥ દુઃખ૦ ॥ પ્રભુધ્યાને ભવપાર ॥ ॥ ભ૦ ॥ મંગલ લીલા પામીયે ॥ દુઃખ૦ ॥ વીરવિજય જયકાર ॥ ભ૦ ॥ ૧૦ ॥ ઇતિ ॥

## અથ શ્રી અષ્ટાપદજીનું સ્તવન.

ચઉ અઠ દસ દોય વંદીયેજી, વર્ત્તમાન જગદીશ રે ॥ અષ્ટાપદગિરિ ઉપરેજી, નમતાં વાધે જગીશ રે ॥ ચ૦ ॥ ૧ ॥ ભરત ભરત પતિ જિનમુખેજી, ઉચ્ચરીયાં વ્રત બાર રે ॥ દર્શન શુદ્ધિને કારણેજી, ચોવીશ પ્રભુનો વિ હાર રે ॥ ચ૦ ॥ ૨ ॥ ઉંચપણે કોશ તિગ કહ્યુંજી, યોજન એક વિસ્તાર રે ॥ નિજ નિજ માન પ્રમાણ ભરાવીયાંજી, બિંબ સ્વપર

ઉપગાર રે ॥ ચ૦ ॥ ૩ ॥ અજિતાદિક ચઉ [1]દાહિણેજી, પછીમે [2]પઉમાઇ આઠ રે ॥ અનંત આદે દશ ઉત્તરેજી, પૂર્વે ઋષભ વીર પાઠ રે ॥ ચ૦ ॥ ૪ ॥ ઋષભ અજિત પૂરવે રહ્યાજી, એ પણ આગમ પાઠ રે ॥ આતમશક્તિયે કરે જાતરાજી, તે ભવ મુક્તિ વરે ઘણી આઠ રે ॥ ચ૦ ॥ ૫ ॥ દેખો અચંભો શ્રી સિદ્ધાચલે જી, હુઆ અસંખ્ય ઉદ્ધાર રે ॥ આજ દિને પણ ઇણે ગિરેજી, ઝગમગ ચૈત્ય ઉદાર રે ॥ ॥ ચ૦ ॥ ૬ ॥ રહેશે ઉત્સર્પિણી લગેજી, દેવ મહિમા ગુણ દાખ રે ॥ સિંહ નિષધાદિક થિરપણેજી, વસુદેવ હિંડની શાખ રે ॥ચ૦ ॥ ॥ ૭ ॥ કેવલી જિનમુખમેં સુણ્યુંજી, ઇણ વિધે પાઠ પઠાય રે ॥ શ્રી શુભવીર વચન રસેજી, ગાયો ઋષભ શિવઠાય રે ॥ ચ૦॥૮॥

## અથ શ્રી સમેતશિખરજીનું સ્તવન.

(૧)

નામ સુણત શીતળ શ્રવણા, જાસ દર્શન

---

૧ દક્ષિણે. ૨ પદ્મ પ્રભાદિ.

સીતળ નયનાં ॥ સ્તવન કરત શીતલ વયણાં રે ॥ ૧ ॥ સમેતશિખર ભેટણ ચલજો, મુજ મન બહુ ભવિ સાંભલજો રે ॥ અનુભવમિત્ર સહિત મલજો રે ॥ સ૦ ॥ ૨ ॥ જંબુદ્વીપ દાહિણ ભરતે, પૂરવદેશે અનુસરતે, સમેતશિખર તીરથ વરતે રે ॥ સ૦ ॥ ૩ ॥ જસ દર્શન ઘન કર્મ દહે, દિનકર તાપ ગગન વહે, શશી વસી પદ્મ વિનાશ લહે રે ॥ સ૦ ॥૪॥ અજિતાદિક દશ શિવ વરીઆ, વિમલાદિક નવ ભવ તરીયા, પાર્શ્વનાથ એમ વીશ મળીયા રે ॥ સ૦ ॥ ૫ ॥ મુક્તિ વર્યા પ્રભુ ઇણ ઠામે, વીશે ટુંકો અભિરામે, વીશ જિનેશ્વરને નામે રે ॥ સ૦ ॥ ૬ ॥ ઉત્તરદિશ એરવતમાંહિ, શ્રી સુપ્રતિષ્ટગિરિ જયાંહિ, સુચંદ્રાદિક વીશ ત્યાંહિ રે ॥ સ૦ ॥ ૭ ॥ ઇમ દશ ક્ષેત્રે વીશ લહ્યા, એક એક ગિરિવર સિદ્ધ થયા, તીર્થોગાલી પયન્ને કહ્યા રે ॥સ૦॥ ॥ ૮ ॥ રત્નત્રયી જેહથી લહીયે, ભવજલ પાર તે નિરવહિયે, સજજન તીરથ તસ ક-

હીયે રે ॥ સ૦ ॥ ૯ ॥ કલ્યાણક એક જિહાં થાય, તે પણ તીરથ કહેવાય, વીસ જિનેશ્વર શિવ જાય રે ॥ સ૦ ॥ ૧૦ ॥ તેણે એ ગિરિવર અભિરામ, મુનિવર કોડિ શિવ ઠામ, શિવવહુ ખેલણ આરામ રે ॥ સ૦ ॥ ૧૧ ॥ મુનિવર સૂત્ર અરથ ધારી, વિચરે ગગન લબ્ધિ પ્યારી, દેખી તીરથ પચ ચારી રે ॥ સ૦ ॥૧૨॥ સમેતશિખર સુપ્રતિષ્ઠનણી, ઠવણા પૂજન દુઃખ હરણી, ઘેર બેઠાં શિવ નિસરણી રે ॥ સ૦ ॥ ॥ ૧૩ ॥ દર્શને જસ દર્શન વરીયે, લહી સુભ સુખ દુઃખડાં હરીયે, વીરવિજય શિવ મંદિરીયે રે ॥ સ૦ ॥ ૧૪ ॥ ઇતિ ॥

(૨)

તુંહી નમો નમો સમેતશિખર ગિરિ, આદિશ્વર અષ્ટાપદ સિદ્ધા, વાસુપૂજ્ય મુકતે, ચંપાપુરી ॥ તું૦ ॥ નેમ ગયા ગિરનારે, વીર પાવન પાવાપુરી ॥ તું૦ ॥ ૧ ॥ વીશે ટૂંકે વીશ જિનેસર, સિદ્ધા અણસણ આદરી ॥ ॥ તું૦ ॥ જ્યોતિસ્વરૂપે હુઆ જગદીશ્વર,

અષ્ટ કર્મનો ક્ષય કરી ॥ તું૦ ॥ ૨ ॥ પશ્ચિમ દિશિ શત્રુંજય તીરથ, પૂરવ સમેતશિખર ગિરિ ॥ તુ૦ ॥ મોક્ષનગરના દોયે દરવાજા, ભાવક જીવ રહ્યા સંચરી ॥ તું૦ ॥ ૩ ॥ જગવ્યાપક જે અક્ષર સાહેબ, પાપ સંતાપ કાટન ગિરિ ॥ તું૦ ॥ મોહોટું તીરથ મોહોટો મહિમા, ગુણ ગાવત સુરાસુરી ॥ તું૦ ॥૪॥ વિષમ પાહાડ ઉજાડમેં ચિહું દિશિ, ચોર ચરડ રહ્યા સંચરી ॥ તું૦ ॥ ભયંકર ડુંગર ભીમ ડરાવણ, દેખત ડુંગર થરહરી ॥ તું૦॥ ॥ ૫ ॥ સંવત સત્તરશેં ચુમ્માલે, ચેતર શુદિ ચોથે ધરી ॥ તું૦ ॥ કહે જિનહર્ષ વીશે ટૂંકે ભાવશું ચૈત્યવંદન કરી ॥ તું૦ ॥ ૬ ॥

## અથ શ્રી દીવાલીનું સ્તવન.

મારગ દેસક મોક્ષનો રે, કેવલજ્ઞાન નિધાન ॥ ભાવ દયા સાગર પ્રભુ રે, પર ઉપગારી પ્રધાન રે ॥ ૧ ॥ વીરપ્રભુ સિદ્ધ થયા ॥ સંઘ સકલ આધાર રે, હવે ઇણ ભ-

રતમાં ॥ કોણ કરશે ઉપગાર રે ॥ વી૦ ॥
॥ ૨ ॥ નાથ વિહૂણું સૈન્ય જ્યું રે, વીર
વિહૂણો રે સંઘ ॥ સાધે કોણ આધારથી રે,
પરમાનંદ અભંગ રે ॥ વીર૦ ॥ ૩ ॥ માતા
વિહૂણો બાળ જ્યું રે, અરહો પરહો અથ-
ડાય ॥ વીર વિહૂણા જીવડા રે, આકુલ વ્યા-
કુલ થાય રે ॥ વીર૦ ॥ ૪ ॥ સંશય છેદક
વીરનો રે, વિરહ તે કેમ ખમાય ॥ જે દીઠે
સુખ ઉપજે રે, તે વિણુ કેમ રહેવાય રે ॥
॥ વીર૦ ॥ ૫ ॥ નિર્યામક ભવસમુદ્રનો રે,
ભવઅડવી સથ્થવાહ ॥ તે પરમેશ્વર વિણુ મ-
લે રે, કેમ વાધે ઉત્સાહ રે ॥ વીર૦ ॥ ૬ ॥
વીરથકાં પણુ શ્રુતતણો રે, હતો પરમ આ-
ધાર ॥ હવે ઈહાં શ્રુત આધાર છે રે, અહો
જિનમુદ્રા સાર રે ॥ વીર૦ ॥ ૭ ॥ ત્રણુ કા-
લે સવિ જીવને રે, આગમથી આણંદ ॥ સે-
વો ધ્યાવો ભવિજના રે, જિનપડિમા સુખ-
કંદ રે ॥ વીર૦ ॥ ૮ ॥ ગણુધર આચારજ
મુનિ રે, સહુને ઇણિપરે સિદ્ધ ॥ ભવ ભવ

આગમ સંગથી રે, હુકમચંદ પદ લીધ રે ॥ ॥ વીર૦ ॥ ૯ ॥ ઇતિ ॥

## અથ શ્રી સિદ્ધચક્રજીનું સ્તવન.

સિદ્ધચક્રને ભજીએ રે, કે ભવિયણ ભાવ ધરી ॥ મદ માનને તજીએ રે, કે કુમતા દૂર કરી ॥ એ આંકણી ॥ પહેલે પદ રાજે રે, કે અરિહંત શ્વેતતણું ॥ બીજે પદ છાજે રે, કે સિદ્ધ પ્રગટ જાણું ॥ સિદ્ધ૦ ॥ ૧ ॥ ત્રીજે પદ પીળાં રે, કે આચારજ કહીએ ॥ ચોથે પદ પાઠક રે, કે નીલવરણ લહીએ ॥ ॥ સિદ્ધ૦ ॥ ૨ ॥ પાંચમે પદ સાધુ રે, કે તપ સંજમ સૂરા ॥ શામવરણે સોહે રે, કે દર્શન ગુણ પૂરા ॥ સિદ્ધ૦ ॥ ૩ ॥ દર્શન નાણ ચારિત્ર રે, કે તપ સંજમ શુદ્ધ વરો ॥ ભવિ ચિત્ત આણી રે, કે હૃદયમાં ધ્યાન ધરો ॥ સિદ્ધ૦ ॥ ૪ ॥ સિદ્ધચક્રને ધ્યાને રે, કે સંકટ ભય ન આવે ॥ કહે ગૌતમ વાણી રે, કે અમૃતપદ પાવે ॥ સિદ્ધ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## અથ શ્રી અખાત્રીજનું સ્તવન.

શ્રી ઋષભ વરસોપવાસી, પૂરવની પ્રિત પ્રકાશી, શ્રેયાંસ બોલે શાબાસી ॥ બાવાજી વિનતિ અવધારો, મ્હારે મંદરીયે પધારો ॥ ॥ બાવાજી૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ સેલડી રસ સુજતો વોહોરો, નાથજી ન કરાવો નોહોરો, દરિશન ફળ આપો દોરો ॥ બાવા૦ ॥ ॥ ૨ ॥ પ્રભુયે તવ માંડી પસલી, આહાર લેવાની ગતિ અસલી, પ્રગટી તવ દુર્ગતિ વસલી ॥ બાવા૦ ॥ ૩ ॥ અજુઆલી ત્રીજ વૈશાખી, પંચ દિવ્ય થતે સુર સાખી, એતો દાનતણી ગતિ દાખી ॥ બાવા૦ ॥ ૪ ॥ યુગાદિ પરવ એ જાણો, આખાત્રીજ નામે એ વખાણો, સહુ કોઇ કરે ગલ માણો ॥ બાવા૦ ॥ ૫ ॥ સહસ વરસે કેવલ પાયો, એક લાખ પૂરવ અરચાયો, પછી પરમ મહોદય પાયો ॥ બાવા૦ ॥ ૬ ॥ એમ ઉદય વદે ઉવજ્ઝાયા, પૂજો શ્રી ઋષભના પાયા, જિણે આદિ ધર્મ ઉપાયા ॥ બાવા૦ ॥ ૭ ॥ ઈતિ ॥

## અથ શ્રી સિદ્ધાચળજીનાં સ્તવનો.

સિદ્ધાચળગિરિ ભેટ્યાં રે, ધન્ય ભાગ્ય હુ-
મારાં ॥ વિમલાચળગિરિ ભેટ્યાં રે, ધન્ય
ભાગ્ય હુમારાં ॥ એ ગિરિવરનો મહિમા મ-
હોટો, કહેતાં નાવે પાર ॥ રાયણ રૂખ સમો-
સર્યા સ્વામી, પૂરવ નવાણું વાર રે ॥ ધ૦ ॥
॥ ૧ ॥ મૂળનાયક શ્રી આદિજિનેશ્વર, ચોમુ-
ખ પ્રતિમા ચાર ॥ અષ્ટદ્રવ્યશું પૂજો ભાવે,
સમકિત મૂલ આધાર રે ॥ ધ૦ ॥ ૨ ॥ ભાવ
ભક્તિશું પ્રભુ ગુણ ગાવે, અપણા જનમ સુ-
ધાર્યા ॥ યાત્રા કરી ભવિજન શુભ ભાવે,
નિરય તિર્યંચ ગતિ વાર્યા રે ॥ ધ૦ ॥ ૩ ॥
દૂર દશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ
તારા ॥ પતિત ઉદ્ધારણ બિરૂદ તુમારૂં, એ
તીરથ જગ સારા રે ॥ ધ૦ ॥ ૪ ॥ સંવત
અઢાર ત્યાસી માસ અષાઢે, વદિ આઠમ ભો-
મવારા ॥ પ્રભુજીકે ચરણ પ્રતાપકે સંઘમેં,
ક્ષમારતન પ્રભુ પ્યારા રે ॥ ધ૦ ॥ ૫ ॥

(૨)

આપલડાં રે પાતીકડાં, તમે શું કરશો હુ-
વે રહીને ॥ શ્રી સિદ્ધાચળ નયણે નિરખો
દૂર જાઓ તુમે વહીને રે ॥ આપડલાં૦॥૧॥
કાળ અનાદિ લગે તુમ સાથે, પ્રીત કરી નિ-
રવહીને ॥ આજથકી પ્રભુ ચરણે રહીશું,
એમ શિખવીશું મનને રે ॥ આપલડાં રે૦ ॥
॥ ૨ ॥ દુષમકાળે એણે ભરતે, મુક્તિ નહિ
સંઘયણને ॥ પણ તુજ ભક્તિ મુક્તિને
ખેંચે, ચમક ઉપલ જેમ લોહને રે ॥ આપ-
લડાં રે૦ ॥ ૩ ॥ શુદ્ધ સુવાસન ચૂરણ આ-
પ્યું, મિથ્યા પંક શોધનને ॥ આતમભાવ
થયો જય નિરમલ, આણંદમય તુજ ભજને
રે ॥ આપલડાં રે૦ ॥ ૪ ॥ અભય નિધાન
તુમ સમકિત પામી, કોણ વંછે ચલ ધનને
॥ શાંતસુધારસ કનક કચોળે, સિંચો સેવક
તનને રે ॥ આપલડા ર૦ ॥ ૫ ॥ બાહ્ય અ-
ભ્યતર શત્રુકેરો, ભય ન હોવે મુજ મનને
॥ સેવક સુખીયો સુજસ વિલાસી, તે મ-

હિમા પ્રભુ તુજને રે ॥ બાપલડાં રે૦ ॥ ૬ ॥ નામ મંત્ર તુમારો સાધ્યો, તે થયો જગ ઓળખાણે ॥ તુજ મુખ મુદ્રા દેખી હરખું, જેમ ચાતક જલધરો રે ॥ બાપલડાં રે૦ ॥ ૭ ॥ તુજ વિણ અવર દેવ નહિ જાચું (ધ્યાવું), ફરી ફરી આ મનજો રે ॥ જ્ઞાનવિમળ કહે ભવજળ તારો, સેવક બાંહ્ય ગ્રહીને રે ॥ ॥ બાપલડાં રે૦ ॥ ૮ ॥

(૩)

સુરપતિ આગળ એમ જંપે શ્રી વીર જિનેશ્વરૂ ॥ ગિરિરાજ૦ ॥ એ તો સકલ તીરથ માંહિ, સાર શત્રુંજય સુખકરૂ ॥ ગિરિરાજ૦ ॥ ૧ ॥ સિધ્યા ઇહાં સાધુ અનંત, અનંત કેવળ ધરા ॥ ગિરિરાજ૦ ॥ જિનવર ઇહાં આવ્યા અનેક, જાણીને પાવનતરા ॥ ॥ ગિરિરાજ૦ ॥ ૨ ॥ રાયણ તળે ઋષભ જિણંદ, ગુણાકર ગેલ શું ॥ ગિરિરાજ૦ ॥ બ્યાસી પુર્વ નવાણુ વાર, પધાર્યા પ્રેમ શું ॥ ગિરિરાજ૦ ॥ ૩ ॥ એતો મોક્ષાદિ વરવા-

ની, પીઠ વખાણિયે ॥ ગિરિરાજ૦ ॥ ત્રિભુવન તારણ એહ, તીરથ જગમાંહિ જાણીયે ॥ ગિરિરાજ૦ ॥ ૪ ॥ દીઠે કરે દુરગતિ દૂર, એ દુષમ કાળમાં ॥ ગિરિરાજ૦ ॥ ચાહીનેરે જઈએ સિદ્ધક્ષેત્ર રહિયે એની ચાલમાં ॥ ॥ ગિરિરાજ૦ ॥ ૫ ॥

(૪)

મનના મનોરથ સવિ ફળયાએ, સિધ્યા વંછિત કાજ ॥ પૂજો ગિરિરાજને એ, પ્રાયે એ ગિરિ શાશ્વતો એ ॥ ભવજળ તરવા ઝાજ, પૂજો ગિરિરાજને એ ॥ મણિ માણેક મુગતાફળે એ, રજત કનકનાં ફુલ ॥ પૂ૦ ॥ કેશર ચંદન ઘસી ઘણાંએ, બીજી વસ્તુ અમૂલ ॥ પૂ૦ ॥ છેડે અંગે દાખીયોએ, આઠમે અંગે ભાખ ॥ પૂ૦ ॥ સ્થિવરાવળી પયન્ને વરણવ્યો એ, એ આગમની શાખ ॥ વિમળ કરે ભવિ લોકને એ, તેણે વિમળાચળ જાણ ॥ પૂ૦ ॥ શુક રાજાથી વિસ્તર્યો એ, શત્રુંજય ગુણ ખાણ ॥ પૂ૦ ॥ પુંડરીક ગણ-

ધરથી થયો એ, પુંડરીક ગિરિ ગુણ ધામ ॥ પૂ૦ ॥ સુરનર કૃત એમ જાણીએ એ, ઉત્તમ એકવીશ નામ ॥ પૂ૦ ॥ એ ગિરિવરનાં ગુણ ઘણાંએ, નાણીએ નવી કહેવાય ॥પૂ૦ ॥ જાણે પણ કહી નવિ શકે એ, મુંગડ ધુરહને ન્યાય ॥ પૂ૦ ॥ ગિરિવર ફરશન નવિ કર્યો એ, તે રહ્યો ગરભાવાસ ॥ પૂ૦ ॥ નમન દરશન ફરસન કર્યો એ, પૂરે મનની આશ ॥ ॥ પૂ૦ ॥ આજ મહોદય મેં લહ્યો એ, પામ્યો પ્રમોદ રસાળ ॥ પૂ૦ ॥ મણિઉદ્યોત ગિરિ સેવતાં એ, ઘેર ઘેર મંગળ માળ ॥ પૂ૦ ॥

(૫)

ચાલો ચાલો વિમળગિરિ જઈએ રે, ભવજળ તરવાને ॥ તુમે જયણાએ ધરજો પાય રે, પાર ઉતરવાને ॥ એ આંકણી ॥ બાળ કાળની ચેષ્ટા ટાળી, હું તો ધર્મ યોવન હવે પાયો રે ॥ ભવ૦ ॥ ભૂલ અનાદિની દૂર નિવારી, હું તો અનુભવ મનમાં લાયો રે ॥ ॥ પાર૦ ॥ ચાલો૦ ॥ ૧ ॥ ભવતરણા સવી

ફર નિવારી, મારી જિનચરણે લય લાગી રે ॥ ભવ૦ ॥ સંવર ભાવમાં દિલ હવે ઠરીયું, મારી ભવની ભાવઠ ભાંગી રે ॥ પાર૦ ॥ આલો૦ ॥ ૨ ॥ સચિત સરવનો ત્યાગ કરીને, નિત્ય એકાસણાં તપકારી રે ॥ ભવ૦ ॥ પડિક્કમણાં હોય ટંકના કરશું, ભલી આતુરક્રિયા દિલધારી રે ॥ ॥ પાર૦ ॥ આલો૦ ॥ ૩ ॥ વ્રત ઉચ્ચરશું ગુરૂની પાસે, હું તો યથ શક્તિ અનુસારે રે ॥ ભવ૦ ॥ ગુરૂ સાથે ગઢશું ગિરિ પાજે, જે ભવોદધિ બુડતાં તારે રે ॥ પાર૦ ॥ આલો૦ ॥ ૪ ॥ ભવ તારક એ તીરથ ફરસી, હું તો સૂરજકુંડમાં નાહું રે ॥ ભવ૦ ॥ અષ્ટપ્રકારી ઋષભજિણંદની, હું તો પૂજા કરીશ લય લાઈ રે ॥ પાર૦ ॥ આલો૦ ॥ ૫ ॥ તીરથ તિને તીરથ સેવા, એ તો સાચા મોક્ષના મેવા રે ॥ ભવ૦ ॥ સાત છઠ હોય અઠમ કરીને, મને સામીવચ્છલની હેવા રે ॥ ॥ પાર૦ ॥ આલો૦ ॥ ૬ ॥ પ્રભુપદપદ્મ રા-

ચણ તળે પૂજી, હું તો પામીશ હરખ અપાર રે ॥ ભવ૦ ॥ રૂપવિજય પ્રભુ ધ્યાન પસાએ, એ તો પામે સુખ શ્રીકાર રે ॥ પાર૦ ॥ ॥ ચાલો૦ ॥ ૭ ॥

(૬)

સિદ્ધાચળ વંદો રે નર નારી નર નારી નર નારી સિદ્ધા૦ નાભિરાયા મરૂદેવા નંદન, ઋષભદેવ સુખકારી ॥ સિદ્ધા૦ ॥ ૧ ॥ પુંડરીક પમુહા મુનિવર સિદ્ધા, આતમ તત્ત્વ વિચારી ॥સિદ્ધા૦॥ ॥ ૨ ॥ શિવસુખ કારણ ભવદુઃખ વારણ, ત્રિભુવન જન હિતકારી ॥ સિદ્ધા૦ ॥ ૩ ॥ સમકિત શુદ્ધ કરણ એ તીરથ, મોહ મિથ્યાત્વ નિવારી ॥ સિદ્ધા૦ ॥ ૪ ॥ જ્ઞાન ઉદ્યોત પ્રભુ કેવળ ધારી, ભક્તિ કરૂં એકતારી ॥ ॥ સિદ્ધા૦ ॥ ૫ ॥

(૭)

પ્રભુ તુંહિ તુહિ તુંહિ તુંહિ તુંહિ ધરતાં ધ્યાનરે એ દેશી.

વિમલ ગિરિવર શિખર સુંદર, સકળ

તીરથ સાર રે ॥ નાભિનંદન ત્રિજગ વંદન, ઋષભજિન સુખકાર રે ॥ વિમળ૦ ॥ ૧ ॥ ...ગે ... રૂપ રાયણ, સોહે અતિ મનોહાર રે ॥ નાભિનંદનતણાં પગલાં, ભેટતાં ...પાર રે ॥ વિમલ૦ ॥ ૨ ॥ સમવસરિયા આદિ જિનવર, જાણી લાભ અનંત રે ॥ અજિત શાન્તિ ચઉમાસ રહિયા, ઇમ અનેક મહંત રે ॥ વિમલ૦ ॥ ૩ ॥ સાધુ સિધ્યા જિહાં અનંતા, પુંડરીક ગણધાર રે ॥ શામ્બ ને પ્રધુમ્ન પાંડવ, પ્રમૂખ બાહુ અણગાર રે ॥ ॥ વિમલ૦ ॥ ૪ ॥ નેમિજિનના શિષ્ય ... વરયા, સહસ્સ પરિવાર રે ॥ અંતગડજી સૂત્ર માંહે, જ્ઞાતાસૂત્ર મઝાર રે ॥ વિમલ૦ ॥ ૫॥ ...ાવ સહિત ભવી જે ફરસે, સિદ્ધક્ષેત્ર ...ામ ॥ નરક તિર્યંગ દો નિવારે, જપે લાખ જિન નામ રે ॥ વિમલ૦ ॥ ૬ ॥ રયણમય જે ઋષભ પ્રતિમા, ... ... રે ॥ ... પ્રત્યે જિહાં ઇંદ્ર પૂજે, દુપ્પ સમય

પ્રમાણ રે ॥ વિમલ૦ ॥ ૭ ॥ ત્રીજે ભવે જે મુક્તિ પહોંચે, ભવિક લોટે તેહ રે ॥ દેવ સાનિધ્ય સકળ વંછિત, પુરવે સસનેહ રે ॥ ॥ વિમલ૦ ॥ ૮ ॥ એણીપેરે જેહનો સબળ મહિમા, કહ્યા શાસ્ત્ર મઝાર રે ॥ જ્ઞાનવિમલ ગિરિ ધ્યાન ધરતાં, આવાગમન નિવાર રે ॥ ॥ વિમલ૦ ॥ ૯ ॥

(૮)

મારૂં મન મોહ્યું રે શ્રી સિદ્ધાચળે રે, મારૂં મન મોહ્યું રે શ્રી વિમળાચળે રે ॥ દેખીને હરખિત હોય, વિધિસ્યું કીજેરે જાત્રા એહની રે ॥ ભવ ભવનાં દુઃખ જાય ॥ ॥ મારૂં૦ ॥ ૧ ॥ પંચમે આરે રે પાવન કારણે રે, એ સમો તિરથ ન કોય ॥ મોટો મહિમા રે જગમાં એહનો રે, આ ભરતે અહીંયાં જોય ॥ મારૂં૦ ॥ ૨ ॥ એ ગિરિ આવ્યા રે જિનવર ગણધરા રે, સિધ્યા સાધુ અનંત ॥ કઠણ કરમ પણ એ ગિરિ

ફરસતાં રે, હોવે કરમની શાંત ॥ મારૂં૦ ॥ ॥ ૩ ॥ જૈનધર્મનો સાચો જાણીને રે, માનવ તીરથ એ સ્થંભ ॥ સુર નર કિન્નર નૃપ વિદ્યાધરા રે, કરતા નાટા હોરંભ ॥ મારૂં૦ ॥ ૪ ધન્ય ધન્ય દાહાડો રે ધન્ય વેળા ઘડી રે, ધરીએ રૂદય મોઝાર, જ્ઞાન વિમળસૂરિ ગુણ એના ઘણા રે, કહેતાં ન આવે રે પાર ॥ મારૂં૦ ॥ ૫ ॥

(૯)

ચાલો સખી જીનવંદન જઇએ, શ્રી વિમળાચળ શૃંગે રે ॥ અનંત સિદ્ધ ધ્યાન સિદ્ધાચળ, ફરશીજે મન રંગે રે ॥ ચાલો૦ ॥૧॥ ગુરૂ આચારે સંઘે સુવિહિત, પોતે પાય વિહારી રે ॥ એકલહારી ભૂમિ સંથારી, સકળ સચિત્ત પરિહારી રે ॥ ચાલો૦ ॥ ૨ ॥ શ્રાવક શ્રાવિકા જિન ગુણ ગાતી, પ્રભુ ભક્તિ અતિ રાતી રે ॥ તીરથ ફરસન મન ઉજમતી, ગજગતિ ચતુર સુહાતી રે ॥ ચાલો૦॥

॥ ૩ ॥ જીહાં મુનિ કોડિ શિવગતિ પહોંચ્યા, નિજ અનુભવ લસલસતી રે ॥ વિષય દોષ ઉપર શમ તરશી, રત્ન ત્રયીમેં રમતી રે ॥ ચાલો૦ ॥ ૪ ॥ રિષભાદિક જિન ફરશિત અંગે, ફરસ્યાં પાપ પલાય રે ॥ શુદ્ધ ગુણી સમરણ ગુણ પ્રગટે, ધ્યાન લેહરે લીલાય રે ॥ ચાલો૦ ॥ ૫ ॥ અતીત અનાગત ને વર્તમાને, એ તીરથ શિર ટીકો રે ॥ શ્રી શત્રુંજય ભક્તે પામે, દેવચંદ્ર પદ નીકો રે ॥ ચાલો૦ ॥ ૬ ॥

(૧૦)

સમકિત દ્વાર ગભારે પેસતાંજી, પાપ પડળ ગયાં દૂર રે ॥ મોહન મરૂદેવીનો લાડલોજી, દીઠો મીઠો આનંદ પૂર રે ॥ સમકિત૦ ॥ આયુ વરજીત સાતે કરમનીજી, સાગર કોડા કોડા હીણ રે ॥ સ્થિતિ પઢમ કરણે કરીજી, વીર્ય અપૂરવ મોઘર લીધ રે ॥ સમકિત૦ ॥ ભાંગળ ભાગી આદ્ય કષાયનીજી, મિથ્યાત

મોહની સાંકળ સાથ રે ॥ બાર ઉઘાડ્યાં શમ સંવેગનાંજી, અનુભવ ભવને બેઠા નાથ રે ॥ ॥ સમકિત૦ ॥ તોરણ બાંધ્યું જીવદયાતણું જી, સાથીઓ પુર્યો શરધા રૂપ રે ॥ ધૂપ ઘટી પ્રભુ ગુણ અનુમોદનાજી, ધીગુણ મંગળ આઠ અનુપ રે ॥ સમકિત૦ ॥ સંવર પાણી અંગ પખાલણેજી, કેસર ચંદન ઉત્તમ ધ્યાન રે ॥ આતમ ગુણ રૂચિ મૃગમદ મહમહેજી, પંચાચાર કુસુમ પ્રધાન રે ॥ સમકિત૦ ॥ ભાવપૂજાએ પાવન આતમાજી, પૂજો પરમેશ્વર પુન્ય પવિત્ર રે, કારણ જોગે કારજ નિપજેજી, ખીમાવિજય જિન આગમ રીત રે ॥ સમકિત દ્વાર ગભારે પેસતાંજી ॥

( ૧૧ )

વિમળાચળ ગિરિ ભેટો ભવિયણ ભાવશું, જેથી ભવોભવ પાતિક દૂર પલાયજો ॥ નિકાચિત બાંધ્યાં જે કર્મજ આકરાં, ગિરિ ભેટતાં ક્ષણમાં સવી ક્ષય થાય જો ॥ વિ૦

મળાચળ૦ ॥ ૧ ॥ સાધુ અનતા ઈણ ગિરિ પર સિદ્ધિ વર્યા, રામ ભરત ત્રણ કોડિ મુનિ પરિવારજો ॥ પાંચસેં સાથે સીલગે શિવપદ લહ્યું, પાંડવ પાચે પામ્યા ભવનો પાર જો ॥ વિમળાચળ૦ ॥ ૨ ॥ નમિ વિનમિ આદે બહુ વિદ્યાધરા, વલી થાવચ્ચા અઈમત્તા અણગાર જો ॥ શુકરાજા વળી ગુખ તે ગિરિપર પાંમીયા, બાહ્ય અભ્યતર શત્રુ કીધા છારજો ॥ ॥ વિમળાચળ૦ ॥ ૩ ॥ જુગલાધર્મ નિવારણ ઈણ ગિરિ આવીયા, રિખભ જીણ૬જી પુરવ નવાણું વારજો ॥ કાંકરે કાંકરે સાધુ અનતા સિદ્ધિયા, માટે નિશદિન સિદ્ધાચળ મન ધારજો ॥ વિમળાચળ૦ ॥ ૪ ॥ ગિરિ પાગે ચઢંતાં તન મન ઉલ્લસે, ભવ સચિત સવી દુષ્કૃત દૂર પલાયજો ॥ સૂરજકુડે નાહી નિરમળ થાઈયે, જીનવર સેવી આતમ પાવન થાયજો ॥ વિમળા ચળ૦ ॥ ૫ ॥ જાત્રા નવાણું કરીયે તન મન હસથી,

ધરીયે શીલ સમતા વળી વ્રત પચ્ચ-
ખાણજો ॥ ગણિયે ગરણું દાન સુપાત્રે
દીજીયે, દ્વેષ તજી ધરો શત્રુ મિત્ર સમાનજો
॥ વિમળાચળ૦ ॥ ૬ ॥ એ ગિરિ ભેટે ભવ
ત્રીજે શિવ સુખ લહે, પાંચમે ભવ તો ભ-
વિયણ મુક્તિ વરાયજો ॥ ગિરિ ધનેશ્વરે શુભ
ધ્યાને ઇંમ ભાંખીયું, પાપી અભવીને એ
ગિરિ નવિ ફરસાયજો ॥ વિમળાચળ૦ ॥ ૭ ॥
મૂળનાયક શ્રી આદિજીન દને ભેટિયે, રાયણ
નીચે પ્રણમો પ્રભુના પાયજો ॥ બાવન જિ-
નાળાં ચોમુખ બિંબને વંદિયે, સમેતશિખર
અષ્ટાપદ રચના આંચજો ॥ વિમળાચળ૦ ॥
॥ ૮ ॥ સકળ તિરથનો નાયક એ ગિરિ રા-
જીયો, તારણ તીરથ ભવદધિ માંહી પોતજો ॥
સેવંતાં એ ગિરિવર બહુ રિદ્ધ પામિયે,
વરિયે શિવ પદ કેવળ જ્યોતા જ્યોતજો ॥
॥ વિમળાચળ૦ ॥ ૯ ॥

(૧૨)

વિમળાચળ નિત્ય વંદિયે, કીજે એહની સેવા ॥ માનું હાથ એ ધર્મનો. શિવતરૂ ફળ લેવા ॥ વિ૦ ॥ ૧ ॥ ઉજ્જવળ જિનગૃહ મંડળી, તિહાં દીપે ઉત્તંગા ॥ માનું હિમગિરિ વિભ્રમે, આઈ અંબર ગંગા ॥ વિ૦ ॥ ૨ ॥ કોઇ અનેરૂં જગ નહિ, એ તીરથ તોલે ॥ એમ શ્રીમુખ હરિ આગળે, શ્રીસીમંધર બોલે ॥ વિ૦ ॥ ૩ ॥ જે સઘળાં તીરથ કર્યાં, જાત્રા ફળ લહિયે ॥ તેહથી એ ગિરિ ભેટતાં, શત ગણું ફળ કહિયે ॥ વિ૦ ॥ ૪ ॥ જનમ સફળ હોય તેહનો, જે એ ગિરિ વંદે ॥ સુજસ વિજય સંપદ લહે, તે નર ચિર નંદે વિમળાચળ૦ ॥ ૫ ॥

(૧૩)

સેત્રુંજા ગઢના વાસી રે, મુજરો માનજયો રે ॥ સેવકની સુણી વાત રે, મનમાં આણજયો રે ॥ પ્રભુ મારા દીઠડે તુમ દેદાર, આ

જ મુને ઉપન્યો હરખ અપાર ॥ સાહેલિયા- ની સેવા રે, ભવદુઃખ ભાંગસે રે ॥૧ ॥ એ આકણી ॥ એક અરજ અમારી રે, દીલમાં ધારજયોરે ॥ ચોરાસી લખ ફેરારે દુર્ગતિ વા- રજયોરે ॥ પ્રભુ મુને દુરગતિ પડતો રાખ, દ- રિસન વહેલું રે દાખ ॥ સાહેલીયા૦ ॥ ૨ ॥ દોલત સવાઈરે સોરઠ દેશનીરે ॥ બલિહારી હું જાઉંરે પ્રભુ તારા વેશનીરે ॥ પ્રભુ મારે રૂડું તમારૂં રૂપ, જોતાં મોહ્યારે સુરનર ભૂપ ॥ સાહેલીયા૦ ॥ ૩ ॥ તિરથ ન કોઈરે, સે- ત્રુંજા સારખુંરે, પ્રવચન પેખીને કીધું તાહારૂં પારખુંરે ॥ ઋષભને જોઈ જોઈ હરખે જેહ, ત્રિભુવન લીલા પામે તેહ ॥ સાહેલીયા૦ ॥ ॥ ૪ ॥ સદાય હું માગુંરે પ્રભુ તારી સેવના રે, ભાવઠ ભાંગોને જગમાં જીવનારે ॥ પ્રભુ માહારા પુરો મનના કોડ, એમ કહે ઉદયરતન કર જોડ ॥ સાહેલીયા૦ ॥ ૫ ॥

સમાપ્ત.

નીચેની સાત શુદ્ધિઓ સહુને સેવવા યોગ્ય છે.
અંગ[1] વસન[2] મન[3] ભૂમિકા[4] પૂજોપગરણ[5] સાર
ન્યાય દ્રવ્ય[6] વિધિ શુદ્ધતા; [7] શુદ્ધિ સાત પ્રકાર

ૐ નમઃ શ્રી તીર્થરાજાય,
સર્વતીર્થ મયાત્મને ॥
અર્હતે યોગિનાથાય,
રૂપાતીતાય તાયિને ॥ ૧ ॥

ભાવાર્થઃ—સર્વ તીર્થ મય જેનું સ્વરૂપ છે એવા શ્રી શત્રુંજય તીર્થરાજને તેમજ પરમયોગીશ્વર, દેહાતીત અને વિશ્વત્રાતા એવા અરિહંત પરમાત્માને અમારો નમસ્કાર થાઓ !

શ્રીતીર્થપાંથરજસા વિરજીભવંતિ,
તીર્થેષુ બભ્રમણતો ન ભવે ભ્રમંતિ;
દ્રવ્યવ્યયાદિહ નરાઃ સ્થિરસંપદાઃસ્યુઃ
પૂજ્યા ભવન્તિ જગદીશમથાર્ચયંતઃ ॥

ભાવાર્થઃ—શ્રી તીર્થ ભૂમીના રજ

સ્પર્શથી ભવ્યાત્માઓ કર્મરજ રહિત
થાય છે. તીર્થમાં પરિભ્રમણ કરવાથી
ભવમાં ભમતા નથી ( ભવ ભ્રમણથી
મુક્ત થાય છે ), અન્ન દાન દેવાથી મ
નુષ્યો અચળ લક્ષ્મીવાળા થાય છે અને
જિનેશ્વરની પૂજા-અર્ચા કરતા છતા વિ
શ્વપૂજ્ય થાય છે.

## શાસ્ત્રકર્તૃ આશિષ.

શિવમસ્તુ સર્વજગતઃ
પરહિતનિરતા ભવંતુ ભૂતગણાઃ ।
દોષાઃ પ્રયાંતુ નાશં,
સર્વત્ર સુખી ભવંતુ લોકાઃ ॥ ૧ ॥

વિશ્વભરમાં અખંડ શાંતિ પ્રસરો! સમસ્ત પ્રાણીવર્ગ પરોપકાર રસિક બનો! દોષ માત્ર નિર્મૂળ થાઓ! અને સર્વત્ર સહુ કોઈ લોકો સુખી સુખી થાઓ ॥૧॥